२७९८

The Department of Public Instruction, Bombay.

# केळवणी प्रकार.

# METHODS OF TEACHING

AND

# SCHOOL MANAGEMENT.


રચનાર

રાવ સાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઈ. ઈ.

ગુજરાતી ટ્રાન્સલેટર, એ. ડિપાર્ટમેન્ટ.



SECOND EDITION—3,000 Copies.

*Registered for copy-right under the Government of India's Act XXV. of* 1867.

Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1886.




*Price Five annas.* કીમત ૫ આના.

# प्रस्तावना.

હરેક ધંધો કરવા માંડચા પહેલાં તે શીખવો પડેછે. ખેડુત, સૂતાર, લુહાર, સલાટ, સોની, કડીઆ, વણકરાદિ કારીગરોના છોકરા પોતપોતાના હુનર પ્રથમ શીખ્યા પછી કરી શકેછે. વેપારી અને તેમના વાણોતરો પ્રથમ નામાં લખતાં શીખેછે અને અનુભવ મેળવેછે, ત્યારે પોતાના કામને યોગ્ય થાયછે. વકીલોને કાયદા ભણી પરીક્ષા આપવી પડેછે ત્યારે વકીલાત કરવાની સનદ મળેછે. સરકારી કામદારો અને રાજકારભારીઓ ભણી ગણી અનુભવ મેળવે ત્યારે પોતાનાં કામ ઘટતી રીતે કરી શકે. જેમને વિદ્યાગુરૂ થવું હોય તેમણે પણ પ્રથમ ભણવું અને પછી ભણાવતાં શીખવું જોઇએ. આપણા દેશમાં સરકારે નિશાળો સ્થાપવા માંડી ત્યારથી આ બાબતપર લક્ષ આપવા માંડચુંછે. આરંભમાં મહેતાજી થનારને મુંબાઇમાં ભણાવી નોકરી આપતા. પછી સૂરતમાં નાર્મલ ક્લાસ કર્યો. તથાપિ નિશાળોની સંખ્યા ઉતાવળે વધવાથી એ ક્લાસથી મહેતાજી પૂરા પડચા નહિ, ને ટ્રેન નહિ થયેલા એવા ઘણા માણસો મહેતાજી થયા. પછી અમદાવાદમાં ટ્રેનિંગકાલેજ અને સૂરતમાં ટ્રેનિંગસ્કૂલ સ્થાપન થયાં. થોડાં વરસ પછી સૂરતની સ્કૂલ ને અમદાવાદની કાલેજ જોડે ભેળી દીધી અને રાજકોટમાં ટ્રેનિંગકાલેજ સ્થાપી. જેઓ મહેતાજી થવાની ઉમેદ રાખેછે તેઓને આ કાલેજમાં, નિશાળમાં શીખેલા તે ઉપરાંત, વધારે વિદ્યા શીખવેછે તથા ભણાવવાની કળા શીખવેછે; એ કળા વિષે હોપસાહેબનાં ભાષણો વગેરે પરથી નિશાળપદ્ધતિ નામે પોથી મેં રચી. તેની બે આવૃત્તિ છપ્યા પછી સિક્ષાપદ્ધતિ નામે બીજું પુસ્તક કેળ-

વણી ખાતાના ડૈરેક્ટર સાહેબના હૂકમથી પ્રગટ કર્યું. શિક્ષકોને જણાવવા જોગ કેટલીક બાબતો તેમાં નહિ હોવાથી આ ગ્રંથ રચ્યો છે. એ રીખ્યા કેડે વિદ્યાગુરૂ થનારે નિશાળપદ્ધતિનો તથા શિક્ષાપદ્ધતિનો અભ્યાસ અવશ્ય કરવો. નિશાળીઆને ભણાવવા અને કેળવવા એ એમાં જે મોટો ભેદ રહેલો છે તે પૂરો સમજાય ત્યારેજ મહેતાજીનું કામ બરોબર થઇ શકે.

આ ચોપડી છપાયા પહેલાં ઇન્સ્પેક્ટર સાહેબે તથા કેટલાક ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોએ વાંચી કેટલીક સૂચના કરી તેમાંની ઘણીક એમાં દાખલ કરીછે. આ આવૃત્તિ વાંચી એમાં સુધારો વધારો કરવાનો જેઓ પ્રબોધ કરશે તેઓનો આભાર માનવામાં આવશે.

---

# અનુક્રમણિકા.

## કેળવણી પ્રકાર.

### પ્રકરણ ૧ લું—બુદ્ધિની કેળવણી.

## પ્રકરણ ૨ જું.

## પ્રત્યેક વિષય શીખવવાના વિશેષ નિયમો.

## પ્રકરણ ૩ જું.

## શરીરની કેળવણી.

## પ્રકરણ ૪ થું.

### નીતિની કેળવણી.



## પ્રકરણ ૫ મું.

### શિક્ષકનાં લક્ષણ.

## પ્રકરણ ૬ ઠ્ઠું.

## નિશાળનો વહીવટ.

## પ્રકરણ ૭ મું.

## કન્યાશાળાને માટે સૂચના.

# केळवणी प्रकार.

## प्रकरण १ लुं.

### बुद्धिनी केळवणी.

१. **सामान्य विचार.**—બાળકનું મન અને તન બંનેને ઉછેરવાં જોઈએ. એ બેઉને ઉછેરવાના નિયમ જગત્કર્ત્તાએ કર્યા છે. મનની કેળવણીના બે ભાગ છે—બુદ્ધિની અને સુનીતિની. બુદ્ધિ એટલે મનની શક્તિઓ. એ સ્વભાવથી કોઈનામાં વધારે હોયછે ને કોઈનામાં ઓછી હોયછે. બાળપણમાં એને ઉછેરવાનું સાધન ભણતર છે. ભણતરથી મનની શક્તિઓ પોષાયછે, અને પોતપોતાના જાતિબળના પ્રમાણમાં વધી મોટી થાયછે. વિદ્યા એ બુદ્ધિનું ભોજન છે, અને ભણવાને મન પંડે મહેનત કરે તે બુદ્ધિની કસરત છે. બુદ્ધિની કેળવણીનો બીજો મોટો હેતુ એ છે કે ધંધા રોજગાર કરવાને માણસને શક્તિવાન કરવો.

૨. નિશાળમાં ભણવાનો આરંભ આંકડા અને અક્ષરથી થાયછે. સંસારમાં બધાં માણસને, પુરૂષ અને સ્ત્રી, રાજા અને રંક, ખેડુત, કારીગર અને મજૂર સર્વને થોડા આંક, છેક સહેલા હિસાબ, લખતાં અને વાંચતાં આવડવાની જરૂર છે. એટલું નહિ શીખ્યાથી વહેવારમાં અવઘડ પડેછે, અને લેણદેણમાં નુકસાન થઈ માઠાં ફળ નીપજેછે. એટલું જાણવાની ફરજ પાડવાનો કાયદો રાજતરફથી થાય તો ઠીક. એટલું ભણનાર ગરીબ ચાહે તો ધંધે લાગ્યા પછી નવરાસની વેળાએ વધારે ભણી શકે.

૩. જે બાળકને બેથી વધારે વર્ષ નિશાળે આવવામાં તેમનાં માબાપ તરફથી હરકત નથી તેમને એથી વધારે ભણાવવાં. એ મુદ્દત સુધી છોકરાનો ખાવાનો, લૂગડાંનો, તથા ચોપડી વગેરેનો ખર્ચ કરવા જેટલી જેમની કમાઈ છે, તેમના પુત્ર વીસે આંક, લેખાં, નામું, કાગળ

લખવાની રીત, વધારે વાંચન, વધારે અંકગણિત, ભૂગોળવિદ્યા, વ્યાકરણ અને ઈતિહાસ શીખી શકે. હલકા વ્યાપારી, દુકાનદાર, કારીગરો વગેરેને એટલું આવડવું જોઈએ. એમાંનું કાંઈક ઓછું કરી તેને ઠામે પુત્રીઓને સીવતાં ને વેતરતાં શીખવવું. રાંધવાદિ ઘરધંધા તેમણે પોતપોતાના ઘરમાં શીખવા, કેમકે તે નિશાળમાં ચલાવી શીખવી શકાતા નથી. જે ગૃહસ્થો સારી સ્થિતિમાં છે, તેમણે તેમના દીકરા દીકરીને એથી ઊંચા દરજાની કેળવણી આપવી. બની શકે તો તેમણે તેમને ઇંગ્રેજી ભણાવવાં. જેમને સરકારી નોકરી કરવી હોય તેમણેજ ઇંગ્રેજી ભણવું, કે ગુજરાતીમાં ભૂગોળ વ્યાકરણાદિ વિદ્યા શીખવી એમ ઘણાક માણસ માનેછે, પણ એ તેમની મોટી ભૂલ છે. મનને ઉછેરવાને અને યોગ્ય માણસ થવાને વિદ્યા ભણવાની અને વિદ્યાવડે કેળવણી પામવાની જરૂર સર્વેને છે. એવી ઊંચી કેળવણી પોતાના સંતાનને આપવાને જોઈએ એટલું ધન ન હોય તો લાચાર, પણ હોય તો આપવી અવશ્ય છે. ઇંગ્રેજી શાળામાં મોકલી ન શકાય તો ગૂજરાતી નિશાળમાં ઊંચાંમાં ઊંચાં ધોરણ ભણાવવાં.

૪. **શીખવવાની રીતો.**—૧. જાણીતા ઉપરથી અજાણ્યાઉપર જવું. ૨. અજાણ્યું પ્રથમ કહીને તેમાં સમજણ પાડવી. ૩. પ્રશ્નોત્તર. ૪. પ્રદર્શન. ૫. ઉદાહરણ. ૬. પાઠ પૂર્વે શબ્દાર્થજ્ઞાન. ૭. શીખેલી બાબત લખાવી જોવી. ૮. મનોયત્ન.

૧. નાના છોકરાને નવી બિના શીખવતીવેળા તે બિનાને લગતી જાણીતી વાતથી શરૂ કરવું, ને ધીમે ધીમે અજાણી બિના ઉપર લાવી મૂકવી એક જાણીતી વાત ઉપરથી બીજી જાણીતી, તેપરથી ત્રીજી, એમ જે અજાણી હતી તે પણ છેલ્લે જાણીતી થાયછે. એક બે ઉદાહરણ લઈએ. જાણે છોકરાને કાચ તથા બીજી કેટલીક વસ્તુ પારદર્શક છે તથા સ્લેટ, લાકડું, ચામડું વગેરે ઘણીક અપારદર્શક છે એ શીખવવું છે તો, છોકરાના હાથમાં કાચ આપવો ને તેને પોતાની આંખ આગળ રાખી સામેનો પદાર્થ જોવાને કહેવું તો તેનાથી તે દેખાશે. પછી મોઢા આગળ સ્લેટ રાખીને જોવડાવવો ત્યારે તે દેખાશે નહિ. વળતી બારીમાંથી જોવડાવવું ને પછી બારી બંધ કરીને; ત્યાર કેડે એક વાસણમાં પૈસો મૂકી તેમાં નીતર્યું પાણી રેડવું ને તે પૈસો તેમાં દેખાડવો; પછી પાણી ઢોળી નાંખી તે પૈસા પર રેતીનો

ઢગલો કરવો એટલે નહિ જણાય. હવે તેમને પૂછવું કે કાચ ને સ્લેટમાંથી, જોતાં, પાટીઆમાંથી તથા પાણી અને રેતીમાંથી જોતાં શો ફેર જણાય-છે? એટલે તેમનાં મનમાં ઊતરશે કે કેટલીક ચીજોમાં એવો ગુણ છે કે તેમની આરપાર જણાયછે, ને કેટલીકમાંથી આરપાર જણાતું નથી. એવું ગ્નાન થયું એટલે તેમને પારદર્શક અને અપારદર્શક શબ્દો શીખ-વવા. એમ નાની નાની જાણીતી વાતો પરથી અજાણી સામાન્ય વાત શીખવવી. બાળકની બુદ્ધિને કસરત આપવાને આ રીત અતિ ઉપયોગી છે. જાણીતા વિષય ઉપરથી અજાણ્યા સાધારણ ઉપર ભણનારના મનને દોરવું એ સર્વોત્તમ રીત છે, માટે બને ત્યાંસુધી એનો ઉપયોગ કરવો. ઉદાહરણ, એક રૂપિએ મણ તો અઢી દોકડે શેર એમ ગણતાં આવડે પછી બે રૂપિએ મણ તો પાંચ દોકડે શેર, ત્રણ રૂપિએ મણ તો સાડા-સાત દોકડે શેર દેખાડી સાધારણ રીત કઢાવવી કે જેટલે રૂપિએ મણ તેથી અઢીગણે દોકડે શેર. ભાગને એકઠા કરી આખું બનાવવું તેવી આ રીત છે. જાણીતા પરથી અજાણ્યું નિશાળીઆ પોતાની મેળે શોધે; તેઓ અનુમાન કરે. એને **संयोजन** કે **एकीकरण रीत** કહેછે.

૨. જે શીખવવાનું હોય તે કોઈવાર આરંભમાં કહેવું પડેછે અને પછી તે સમજાવવું વધારે સહેલું પડેછે. એવો પ્રસંગ હોય તો એમ કરવું. એમાં આખું પ્રથમ લઈ તેના ભાગ કરીએ છીએ. અજાણ્યું કે સાધારણ પહેલું આવેછે. એમ કરવું પડે ત્યારે વિષયને જેમ બને તેમ જાણીતા અથવા લક્ષમાં ઊતરે તેવા દાખલાથી સમજાવવો. પ્રયોગ વિષે પાઠ આ રીતે આપવો છે તો કહેવું કે હોપકૃત વ્યાકરણમાં ત્રણ પ્રયોગ કહ્યા છે, ૧ કર્ત્તરી, ૨ કર્મણી, ૩ ભાવી. જે ક્રિયાપદને કર્ત્તાનાં જાતિ વચન અને પુરૂષ લાગે તે કર્ત્તરી, જેને કર્મનાં લાગે તે કર્મણી, ને જેને બેમાંથી એકેનાં ના લાગે તે ભાવી. ઉદાહરણ, હું ચોપડી વાં-ચીશ, હું ચોપડો વાંચીશ, અમે ચોપડો વાંચીશું. શાસ્ત્રી ચોપડી વાં-ચશે. એમાં ક્રિયાપદના રૂપનો આધાર કર્ત્તા ઉપર છે. મેં ચોપડી વાંચી. મેં ચોપડો વાંચ્યો. એમાં ક્રિયાનાથ કર્મ છે, ઈત્યાદિ. પહેલી રીતે પણ પ્રયોગ શીખવી શકાય. આને **पृथक्करण रीत** કહેછે.

૩. **પ્રશ્ન**.—એ મનનું જાણે હળ છે. હળ જેમ જમીનનું વિત્ત બહાર આણેછે અને વળી તેને ફળવાન કરેછે, તેમ પ્રશ્ન મનને કરેછે,

છોકરાના મનમાં કેટલું જ્ઞાન છે તેથી આપણને જાણીતા કરેછે, અને વધારે જ્ઞાન લેવાને મનને એવી લાયક કરેછે. વળી તે પોતાની અણી છોકરાને ભોકીને તેમને જાગૃત કરેછે. સવાલ બુદ્ધિને શરાણે ચડાવી તીક્ષ્ણ કરેછે. નિશાળીઆથી પ્રશ્ન સમજાય તો આ લાભ થાય. (૧) સવાલ જેમ ટૂંકામાં એટલે થોડા શબ્દમાં હોય તેમ સારૂં. (૨) સવાલનો અર્થ જેમ સાફ, ને તુરત સમજાય તેમ સારૂં. (૩) સવાલ પાયરીબંધ જોઇએ, એટલે પહેલા સહેલા, ને આગળ ધીમે ધીમે અઘરા થતા જાય. (૪) કોઇવાર ઊંધા ચતા ને જુદા જુદા આકારમાં પૂછવા, કેમકે કોઇવાર છોકરા ખરા જવાબ દેછે. એટલે આપણે જે શીખવ્યું હોય તે આપણા બોલેલા બોલ પ્રમાણે બોલી જાયછે, પરંતુ તેનો ખરો અર્થ તેમનાં મનમાં ઊતર્યો નથી. તેઓ સમજ્યા છે કે નહિ તે વર્ત્તવાને આપણાથી જેટલી તદબીર થાય તેટલી કરવી. (૫) જો કોઈ સવાલનો જવાબ વર્ગમાંના કોઇથી ન દેવાઇ શકે તો તેને ફેરવીને સહેલા આકારમાં મૂકવો કે તેના વિભાગ કરવા. એમ કર્યા છતાં પણ આખા વર્ગથી તેનો જવાબ ન દેવાય તો આ ચાર કારણમાંનું એક કે તેથી વધારે હશે એમ જાણવું. પહેલું, પ્રશ્ન સમજાય તેવો પૂછ્યો નહિ હોય, બીજું, તેનો વિષય છોકરાના જાણ્યામાં નહિ હોય, ત્રીજું, તે વિષય શીખવ્યો હશે ત્યારે બરાબર સમજાયો નહિ હોય, ચોથું, છોકરાંની શકિત કરતાં વધારે અઘરો હશે. અંતે તેનો જવાબ મહેતાજીએ કહેવો. કોઈ નિશાળીઆને ઉત્તર ન આવડ્યો ને તે બીજો નિશાળીઓ કે શિક્ષક કહે તો પછી જેમને ન આવડ્યો હોય તેમને ફરીને પૂછી આવડ્યો એ નક્કી કરવું.

સવાલ બે જાતના છે, ૧ સૂચક એટલે છોકરાને જવાબ સૂઝી આવે એવા. એ પાઠ શીખવવાના પ્રશ્ન છે. (૨) પરીક્ષક. કહેલી બાબત કે શીખવેલો પાઠ આવડ્યો તેની ખાતરી કરવાના એ પ્રશ્નો છે. પહેલી જાતના પાયરીબંધ યથાયોગ્ય હોય તો મન બહુ કેળવાય. પહેલી રીતે પાઠ આપવામાં એજ કામના છે. બીજી રીતે શીખવવામાં એટલે ઈતિહાસ, ભૂગોળવિદ્યાદિમાં અજાણી બિના કે નિયમ વગેરે કહેવાં પડે ત્યારે જોડે પરીક્ષક પ્રશ્નનો ઉપયોગ કરવો. સૂચક પ્રશ્ન પૂછવાની રીત એવી છે કે એક પછી એક એવા ચઢતા ચઢતા પૂછવા કે છોકરાને

ઉત્તર સૂઝે, તેઓ અનુમાન કરી શકે, ને તેમના જ્ઞાનમાં વધારો થાય, કેમકે એમાં જાણીતી બાબત શરૂ કરી અજાણીપર લેઇ જાઈએ છીએ; એમાંના કોઈ પ્રશ્નનો જવાબ ન દેવાય, ત્યારે નક્કી સમજવું કે આગલા સવાલ સારા નહિ હોય, કે સમજ્યા નહિ હોય, માટે તે ફરીથી પૂછી જવા. છોકરામાં કેટલું જ્ઞાન છે, અથવા કેટલું શીખ્યા ને શું યાદ રહ્યું, તે જાણવાને પરીક્ષક સવાલ કામના છે. બંને પ્રકારના સવાલ પૂછવાની રીત એવી રાખવી કે એક સવાલ પહેલાને તો એક આઠમાને, એક પાંચમાને તો એક પંદરમાને, એમ વગર નિયમે પણ પૂછતાં જવું. એથી ભેગા બેસાડેલા છોકરાનું ચિત્ત પાઠમાં રહેછે. નિશાળીઆનું ધ્યાન પાઠ પર લગાડવાનો આ ઉત્તમ ઉપાય છે. તેઓ તરતજ ચિત્ત દઈ સાંભળવા મંડી જાયછે, ને તેઓને કેટલું આવડ્યું તથા તેઓ કેવું સમજ્યા તે આપણા જાણવામાં આવેછે.

સૂચક સવાલ પૂછવાની રીત એ છે, કે આખા વર્ગને પૂછવો. પ્રશ્ન પૂછતી વખત બધા છોકરા તરફ નજર કરી કહેવું કે જેઓ જાણતા હોય તેઓ પોતાની આંગળી ઊંચી કરે. જેમણે એવી રીતે આંગળી ઊંચી કરી હોય તેમાંના એકની કને તેનો જવાબ કહેવડાવવો. બીજા જવાબ દેવાના હોય તો પછી કહેવું કે જેને એના જેવો જવાબ કહેવાનો હોય તેમણે પોતાની આંગળી લઈ લેવી. પછી બાકી રહ્યા હોય તેમનામાંથી એજ રીતે જવાબ લેવા. જવાબ ખરો હોય તો બીજાઓને પૂછવું કે એણે શું કહ્યું? એમ પૂછી તે પાકું કરાવવું. ઉત્તર. શુદ્ધ ઉચ્ચાર અને શુદ્ધ વાક્યમાં જવાબ સ્વીકારવો. શબ્દનો ઉચ્ચાર અશુદ્ધ બોલે તો તે સુધરાવવો અને વાક્ય ખોટું બોલે તો તે પણ સુધરાવવું. ઉત્તરનો કાંઈક ભાગ ખરો હોય તો તેટલો કબૂલ રાખી બાકીનો કઢાવવો. સૂચક પ્રશ્નમાં આ બહુ ઉપયોગી છે. જે રૂપમાં પ્રશ્ન હોય તેને અનુસરતા રૂપમાં તેનો ઉત્તર જોઈએ.

૪. **પ્રદર્શન**—જે વસ્તુ વિષે પાઠ હોય તે વસ્તુ છોકરાને પાઠ આપતી વખતે મળી શકે તો દેખાડવી; એ રીતનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે, કેમકે એ બહુ ઉપયોગી છે. સારી પેઠે શીખવવાનું એ એક મોટું સાધન છે. એને જ્યાં વાપરીએ ત્યાં સારીજ

અસર કરેછે, અને કેટલીક જગાએ એને કામમાં ન લઇએ તો પૂરૂં શીખવી શકતા નથી; શીખનાર અને શીખવનારની મહેનત અને વખત મિથ્યા જાયછે. જ્યારે તે વસ્તુ ન મળે ત્યારે તેના જેવી બીજી ચીજ દેખાડી બને તેટલી સમજણ પાડવી, અથવા ચિત્ર પાડી દેખાડવું કે મીણનો કે લાકડાનો અથવા બીજા કશાનો નમૂનો કરીને દેખાડવો. જનાવરવિષે શીખવતા હોઇએ તો તે કોના જેવું છે તે કહેવું ને તેનું ચિત્ર પાડી દેખાડવું. પાઠ આપતી વેળા તેમાં આવેલી વસ્તુ વર્ગને દેખાડીએ તો છોકરાનું ચિત્ત તુરત તે ઉપર લાગશે, ને શિક્ષક કહેશે તે તેના મન ઉપર ચોંટશે. આ વાત અનુભવથી જણાઈ છે તેમ કારણથી સાબીત થાયછે. વસ્તુ જોયા વિના તેનું રૂપ મનમાં આણવાની બાળક છોકરામાં શક્તિ હોતી નથી; તે શક્તિ મોટાં થયાથી ખૂલેછે, તેથી એ રીત નિશાળમાં વાપરવાની વિશેષ જરૂર છે. બધી વસ્તુ ગામમાં મળી શકતી નથી, ને મળે તો લવાતી નથી. માટે જેટલી લવાય તેટલી લાવવી, ને બાકીનીને વાસ્તે ઉપર જે તદબીરો કહી છે તે કરવી. ભૂગોળવિદ્યા તથા ઇતિહાસ શીખવતી વેળા નકશા પાસે રાખવા, ને શાહેર, સાગર, નદી, પર્વતાદિ જે પાઠમાં આવે તે તેમાં દેખાડવાં. લખ્યાં ન હોય તો તેની જગ્યા દેખાડવી. વાંચનમાં ભૂગોળવિદ્યાનો પાઠ હોય કે ઇતિહાસનો હોય તો એમ કરવું. નદી, ડુંગરાદિ પાસે હોય તો પ્રત્યક્ષ દેખાડવાં.

૫. **ઉદાહરણ**—નિશાળમાં ઘણી બાબતોપર પાઠ આપવામાં આવેછે, જેવી કે, વ્યાકરણ, અંકગણિત, જેના પદાર્થો કે ચિત્ર કે નમૂના કે નકશા કામમાં નથી આવતા; તેવે ઠેકાણે ઉદાહરણ બહુ કામમાં આવેછે. શિક્ષકે ઘણાંક ઉદાહરણ કહેવાં એટલુંજ નહિ, પણ નિશાળીઆ પાસે તે ઉપરાંત બીજાં કહેવડાવવાં. તેમને બરાબર સમજણ પડી હશે તોજ પોતાની ગાંઠનાં ખરાં ઉદાહરણ આપી શકશે. છોકરાં કનેથી ઉદાહરણ લેવાથી શીખવેલા વિષયનું જ્ઞાન પાકું થાયછે, ને વળી મનને સારી કસરત મળેછે.

૬. **પાઠ પૂર્વે શબ્દાર્થજ્ઞાન.**—જે શબ્દોના અર્થ છોકરા સમજતા નથી, તે પાઠ શીખવવામાં વાપરવાથી શિક્ષકની તથા છોકરાની મહેનત તથા વેળા ફોગટ જાયછે. મહેતાજીના મનમાં જે વિચાર છે તે છોકરાનાં

મનમાં લેઇ જવાનું સાધન શબ્દ છે. મહેતાજીએ કહેલા શબ્દો નિશાળીઆ મોઢે કરે, કેમકે નિરર્થક ઉચ્ચાર પાઠે કરવાની શક્તિ છે, પણ પાઠે કરેથી અર્થ સમજાતો નથી. એક મહેતાજીએ છોકરાને વ્યાકરણનો પાઠ આપ્યો, તે સ્વર અને વ્યંજનસંબંધી હતો. વ્યાકરણનું પાનું ઊઘાડી મહેતાજી વાંચી ગયા ને કહ્યું કે કાલે ગોખી લાવજો. એમાં આવેલા શબ્દો છોકરા સમજેછે કે નહિ તેની કાંઇ તજવીજ કરી નહિ, તેથી જુઓ, બીજે દિવસે કેવી ફજેતી થઇ! એ પાઠની પરીક્ષા વખત એક ચકોર માણસ હાજર હતો તેણે વચમાં એક છોકરાને સ્વરનો અર્થ પૂછ્યો, ત્યારે તેણે સામું જોયાં કર્યું. એટલામાં બીજો બોલી ઊઠ્યો કે સ્વર એટલે તળાવ, ને તુરત પેલે વ્યંજનનો અર્થ પૂછ્યો કે ત્રીજાએ કૂવો કહ્યો. સ્વરને સરોવર સમજી એક તળાવ બોલ્યો એટલે બીજાએ વિચાર્યું કે વ્યંજન એટલે કૂવો હશે. છોકરા ન જાણતા હોય તેવા શબ્દો લેવાની જ્યારે જરૂર પડે ત્યારે તેના અર્થ સારી પેઠે સમજાવવા. પાઠ આપ્યા પહેલાં પાઠમાંના નવા બોલોના અર્થ* બરાબર સમજાવવા. વખતે વાંચનનાં પાઠનો મુખ્ય વિષય કે ભાવાર્થ પ્રથમ સમજાવીએ તો વાક્ય વાંચે તેમ નિશાળીઆ સમજે એવું હોય તો તેમ કરવું. જેમકે કિમિયા વિષે પાઠ હોય તો કિમિયો એટલે શું તે આરંભમાં શીખવવું. વખતે શબ્દો પાઠમાં આવતા જાય તેમ સમજાવતાં જવું.

૭. **શીખેલી બાબત લખાવી જોવી.**—આ રીતનો ઉપયોગ જેમ વધારે થાય તેમ કરવો. હમેશા મોઢાના પરીક્ષક પ્રશ્નથી રાજી થવું નહિ. શીખેલા પાઠને અનેક રૂપે લખાવી જોયા વગર તે છોકરાને આવડ્યો છે કે નહિ, તે બરાબર જણાતું નથી. ચોપડીમાં લખેલા શબ્દો અને વાક્યો લખાવવાં નહિ, તેની મતલબ ટૂંકામાં લખાવવી. ઈતિહાસના પાઠ ગોખાવીએ તેની પણ વખતે લખેલી પરીક્ષા કરવી;

---

* "કોઈ શિક્ષકે કે બીજાએ વાંચનની ચોપડીઓના અર્થ, કવિતાના અર્થ કે સમજૂતી ઈત્યાદિ છપાવ્યાં હોય તેનો મહેતાજીએ કદી ઉપયોગ કરવો નહિ. છોકરાઓને મહેતાજી જે શબ્દાર્થ સમજાવે તે પ્રથમ સ્લેટપર લખી લેવાને અને પછી નોટબુકમાં ઊતારી લેવાને તેમને કહેવું." રા૦ સા૦ મોહનલાલ રણછોડદાસ. ડે. એ. ઈ. સૂરત.

પાંચમી, છઠ્ઠી, તથા સાતમી ચોપડીમાંના પાઠની મતલબ મોઢે રેખાવવાની જરૂર છે. આ રીતનો ઉપયોગ નિત્ય કરવાનો વખત મળતો નથી. અઠવાડીઆમાં કોઈ કોઈ દિવસ કરવો. કાગળ ઉપર મતલબ કે જવાબ લખાવવાની પરીક્ષા થશે તેમાં તથા નિબંધ શીખવવામાં એ રીતે શીખવેલું ઘણુંજ ખપમાં આવશે. લખાવી જવું એટલુંજ બસ નથી, લખાવ્યું હોય તે હમેશ તપાસવું. એ તપાસવાની ચતુરાઈ નહિ આવડે તો વખત ઘણો જશે. બરાબર લખાયું ન હોય તો નવો પાઠ આપવો નહિ, તેનો તે ફરીને આપવો.

૮. **મનોયત્ન.**—જે શીખવ્યું તે આવડયાની પરીક્ષા કરવાને તથા તે પાકું કરાવવાને લખવાનું આપવું અથવા દાખલા મંડાવવા તે મનોયત્ન. કોઈ છંદનું માપ, તાલાદિ શીખવી તે છંદમાં નવી કવિતા જોડાવવી એ મનોયત્ન. ગણિતની રીત શીખવીને પોતાની મેળે ઘેરથી કરી લાવવાના દાખલા આપવા કે નિશાળમાં મંડાવવા એ મનોયત્ન છે. એ રીત વ્યાકરણ વગેરે બીજા વિષયોને પણ લાગુ પડેછે. એમાં મનની શક્તિઓને ઘણી કસરત છે. ઉપલા વર્ગોમાં એનો ઉપયોગ વધારે કરવો. મનોયત્ન આપવાનું આળસ કરવું નહિ, કેમકે બુદ્ધિ કેળવવાનાં હથિયારોમાં એ સૌથી વધારે તીક્ષ્ણ છે.

૫. વાર્ષિક પરીક્ષાનો સમય પાસે આવે એટલે વરસમાં શીખવેલું હોય તેનું પુનરાવર્તન કરાવવું એ અતિ જરૂરનું છે. ધોરણમાંની સઘળી બાબત ફરીને પાકી કરાવવી.

૬. **पाठ आपवाविषे.**—આ બાબત હોપકૃત કથિત પાઠમાળામાં ઘણી સારી રીતે સમજાવી છે, માટે અહીં તેમાંથી કેટલુંક ઉતારી લઈએ છીએ.

૭. પાઠ શીખવતી વેળા કાળાપાટીઆને કામમાં લીધા વિના રહેવું નહિ. પાઠ ચાલતો હોય તે વેળા શિક્ષકે તેપર પાઠનાં મથાળાં લખવાં; કઠણ શબ્દો, જે વિષય હોય તેના ગુણ વિભાગ વગેરે જે જરૂર હોય તે લખવા. ભૂગોળ હોય તો નકશો ચીતરવો. ચિત્ર દેખાડવાનો વિષય તે દેખાડવું. પાટીઉં છોકરાની હારની બે છેડેથી સરખે અંતરે મધ્યમાં મૂકવું, એટલે છોકરાની હારની જેટલી લંબાઈ હોય તેથી અડધી લંબાઈ જેટલું છેટું વચમાં રાખવું કે વર્ગના બધા ભણનારાથી તેપર

લખેલું વંચાઈ શકે. પાટીઆઉપર લખાય તે ભૂશી નાંખવાને એક રૂમાલને પાટીઆ સાથે દોરી વતી બાંધી રાખવો કે જ્યારે જોઇએ ત્યારે હાજર હોય. પાઠ આપવા માંડ્યા પહેલાં પાટીઆને ધોઈ સાફ કરવું તથા સારો અને પૂરતો ચાકનો કડકો ત્યાં મુકવો.

૮. પાઠ આપતી વેળા મહેતાજીએ હમેશ જાગૃત રહેવું, ને હોશિયારી તથા ઊલટથી પાઠ શીખવવો. ઊભા રહી શીખવતાં જેવી ચપળતા રહેછે તેવી બેશીને પાઠ આપતાં રહેતી નથી માટે પોતાના શરીરને પીડા ન થતાં બની શકે ત્યાંસુધી ઊભા રહી પાઠ શીખવવા. એક છેડે ઊભા રહેવું નહિ, પણ વચમાં પાટીઉં હોય તેની એક કોરે ઊભા રહેવું. પાઠ આપતી વખત આમ તેમ ફરવું નહિ ને છોકરાની પાસે પણ ચાલી જવું નહિ. ઊભા રહેતાં થાક ચઢે ત્યારે ત્યાં ખુરશી કે સ્ટૂલ ઉપર બેસવું ને થાક ઊતર્યા પછી પાછાં ઊભા થવું. સૌ છોકરાંની સામું જોઇ નજરે નજર મેળવી તેમનું ચિત્ત પોતાની ભણી લેવું. સૌની ભણી નજર દોડાવતા રહેવું, ને જરાએ વાતચીત કે ગરબડ થવા ન દેવી; કેમકે ઘણા છોકરા મળ્યા હોય ત્યાં ગરબડ થાયછે તે અટકાવવાને મહેનત પડેછે, ને વખત વ્યર્થ જાયછે. શીખવતી વેળા ચંચળાઇ રાખવી ને વિષયને ઘટતી હાથની ને માથાની હાલચાલ કરવી. બોલતાં બોલતાં આનાકાની ના કરવી ને અચકાવું કે અટકવું નહિ.

૯. વાંચન સિવાય ઘણું કરીને સઘળા પાઠમાં ત્રણ ભાગ હોવા જોઇએ, ને વાંચનમાં પણ વખતે હોય. ૧ આરંભ પ્રશ્ન, ૨ પાઠનો મુખ્ય વિષય, ૩ પુનરાવર્ત્તન. પહેલા ભાગમાં કાંઇ નવું શીખવાનું નથી, પણ પાઠ આપવો હોય તે વિષે છોકરા કાંઇ જાણેછે કે નહિ, ને જાણેછે તો કેટલું જાણેછે એ થોડાક સવાલ પૂછી શોધી કાઢવું, ને તે પછી પાઠમાં ફરીને કહેવું નહિ. સહાયકારી પાઠમાં એ આરંભ પ્રશ્નને ઠેકાણે ચોપડીનો પાઠ વાંચી સંભળાવવો ને જોવું કે સૌ સમજ્યા છે કે નહિ, ને પછી પાઠના મુખ્ય વિષયમાં જે શીખવવું હોય તે ચલાવવું. નિશાળિયા સમજે તેવા શબ્દો અને વાક્યો વડે નવું શીખવવું. પાંચ કે છ મિનિટ બાકી રહે, ત્યારે પુનરાવર્ત્તન કરવું એટલે પાઠમાં જેટલું શીખવ્યું હોય તેટલું ઉતાવળે પૂછી જવું. એ પરીક્ષા છે માટે

શીખવવાના પ્રશ્ન એ વેળા ન પૂછવા, પરીક્ષાનાજ પૂછવા. ઊંધા ચતા સવાલ પૂછવા કે જણાઈ આવે કે પાઠ કેટલો સમજાયો છે ને યાદ રહ્યો છે. પાઠ આપતાં પાટીઆ ઉપર જે લખ્યું હોય તે પુનરાવર્ત્તન પહેલાં ભૂશી નાંખીને કે પાટીઉં ફેરવી નાંખીને એ રીતે પાઠ પૂછી જવો. કોઇ કોઇવાર એમ પૂછવાને બદલે અથવા પૂછ્યા પછી છોકરાને કહેવું કે જે યાદ રહ્યું હોય તે સ્લેટપર લખી લાવો.

૧૦. આ નવી રીત પ્રમાણે પાઠ આપવા સહેલા છે, એમ કોઇએ ન ધારવું. પાઠ સારી રીતે આપવા ઘણાજ કઠણ છે. જેમ સભામાં મોટાં માણસ આગળ ભાષણ કરવું હોયછે, ત્યારે જે કહેવું હોયછે, તે વિષે આગળથી વિચાર કરીને તે લખી રાખીએ છીએ, તેમજ પાઠ આપવો હોય તેવિષે આગળથી ખોળ કરી વિચાર કરી રાખવો ને તે લખી રાખવું. એ રીતે આગળથી તૈયાર કરી રાખવાની ઘણીજ જરૂર છે. આગળથી તૈયાર કર્યાવિના પાઠ સારા અપાતા નથી. માટે તેમ કર્યાવિના કોઇએ રહેવું નહિ. આગળથી પોતે પાઠ તૈયાર નહિ કર્યો હોય તો તે કદાપિ કાંઈ અગત્યની બાબત ભૂલી જશે, કેટલીક બિના બે વાર કહેશે, ભૂલ કરશે, વિષય બરાબર નિયમમાં નહિ ગોઠવાશે, છોકરાના સવાલના જવાબ નહિ અપાશે અથવા તેમના સંદેહનું નિવારણ નહિ થશે, ને તેથી મહેતાજીનો ભાર ઓછો થશે, ને તેનાપરથી છોકરાનો ભરોંસો ઊઠશે.

૧૧. માટે હરેક શિક્ષકે હરપાઠ આગળથી તૈયાર કરી રાખવો. જે વિષે પાઠ આપવો હોય તે વિષે પહેલાં કોઇ દહાડો પાઠ ન આપ્યો હોય તો તે તૈયાર કરી તેની નોંધ લખવી. પાઠ આપ્યા કેડે એ નોંધ સાંજરે ઘેર લઇ જવી, ને પાઠ આપ્યાના અનુભવથી તેમાં જે ખોટ જણાય તે સુધારવી, ને પછી તેને એક ચોપડીમાં બાંધવી. જે વિષે પાઠ આપવો હોય તેજ વિષે અગાઉ પાઠ આપ્યો હોય તો તે વેળા કરેલી નોંધ લખી રાખી હોય તે વાંચી જવી ને પોતાના વધેલા અનુભવથી તેમાં જે ચૂક જણાય તે સુધારવી અથવા તે દહાડે જે છોકરાને પાઠ આપવો હોય તેમનાં ને આગળ જેને પાઠ આપ્યો હોય તેમનાં જ્ઞાન બુદ્ધિ વગેરેમાં ફેર હોય તો તેને અનુસરતો ફેરફાર કરી નવી નોંધ કરવી. ઉપર કહ્યા પ્રમાણે નોંધ ચોપડીમાં રાખી હશે તો બે ત્રણ વર્ષમાં ઘણી નોંધ એકઠી થયેથી

નવી નોંધ કરવાની મહેનત ઘણી ઓછી થશે. જે મહેતાજી કને એવી ઘણી નોંધ ભેગી થઈ હોય તેણે તેટલાથીજ તૃપ્ત રહેવું નહિ, પણ ઘટતા વિષયોપર તેના જાણ્યામાં આવે તેઉપર વખતે વખતે નવી નોંધ લખવી.

૧૨. નોટ લખવાનો હેતુ એવો નથી કે પાઠમાં જે કહેવું હોય તે બોલબોલ લખવો, ને જે લખ્યું હોય તે નિબંધ વાંચતા હોઈએ તેમ છોકરા આગળ વાંચવું. જે કહેવું હોય તે શીખવનારને સાંભરે માટે તેની મતલબ નોંધમાં લખવી, ને પાઠ આપતી વેળા તેને હાથમાં રાખવી કે કાંઈ ભૂલી જાય તો તેમાં ઝટ જોવાય. કાંઈ ભૂલ કે ગૂંચવણ પડે તોજ નોંધમાં જોવું, ત્યાર વગર તેમાંથી વાંચવું નહિ. નોંધમાં કેટલીકવાર સવાલ તથા તેના જવાબ લખવા ઠીક પડેછે, પણ એમ ન સમજવું કે તેજ સવાલ પૂછવા ને તેજ જવાબ છોકરા પાસેથી લેવા. વિષય શીખવવાના પ્રકાર તથા તેની પાયરીબંધ ગોઠવણ દેખાડવાને એ સવાલજવાબ નોંધમાં લખાય છે.

૧૩. નોંધ (નોટ) બે જાતની છે, ૧. સંક્ષેપ નોંધ ને ૨. પૂર્ણ નોંધ. એ બીજી મિશ્ર છે. એમાં હાંશિયાપર સંક્ષેપ, ને બાકીના ભાગમાં તેનો વિસ્તાર લખાય છે.

૧૪. સંક્ષેપ નોંધમાં પાઠની મુખ્ય બાબતો ખરા અનુક્રમ પ્રમાણે લખવી, ને તેના વિભાગ તેના પેટામાં લખવા. સંક્ષેપ નોંધ જાણે પાઠનો પાયો કે ખોખું છે. એના ઉપર પાઠની ઈમારત ચણાય અથવા પાઠ તેમાં ભરાય. શીખવવાનો મસ માવરો થયા પછી સંક્ષેપ નોંધ કરેથી કામ બરોબર ચલાવી શકાય. અનુભવી ને ચતુર શિક્ષકને પૂર્ણ નોંધ કરવાના પ્રસંગ ઓછા કે ક્વચિત્ આવેછે.

૧૫. સંક્ષેપ નોંધમાં જે મથાળાં લખ્યાં હોય તે કઈ રીતે શીખવવાં, કઈ જાતના સવાલ પૂછવા, કયાં દૃષ્ટાંત આપવાં, વગેરેનું જે લખવાનું હોય તે પૂર્ણ નોંધમાં લખવું. પૂર્ણ નોંધ લખવા માંડ્યા પહેલાં સંક્ષેપ નોંધ કાગળના હાંશિયાપર લખવી. એ હાંશિયાની પહોળાઈ કાગળની પહોળાઇને ત્રીજે હિસ્સે રાખવી, ને તેની ને બાકીના કાગળની વચ્ચે એક લીટી દોરવી. બાકીનો એક તૃતીયાંશ કાગળ રહે તેમાં પૂર્ણ નોંધ લખવી. એ જેવો વિષય તે પ્રમાણે થોડી કે

વધારે વિસ્તારીને લખવી. જેમકે કોઈ કઠણ વિષય સારા અનુક્રમે જોડવેલા સવાલથી શીખવવો હોય તો તે બધા સવાલ લખી રાખવા ને તેના ઘણું કરીને છોકરા આવા જવાબ દેશે એવું જે સંભવે તે પણ લખવા, પણ કાંઈ મુકાબલો કરવો હોય કે દૃષ્ટાંત આપવું હોય, અથવા પાઠ સમજાવવાને કોઈ વાત કહેવી હોય તો ઘણું કરીને તેનું નામજ લખવું, વિસ્તાર કરવાની જરૂર નહિ. જે દલીલ દાખલા કે વાતથી ઘણી બાબત સમજાવવી હોય તે દલીલ વગેરે એકવાર લખી તો બસ છે. પછી ટૂંકામાં લખવું કે એજ રીતે બીજી બાબતો સમજાવવી. વળી જે પાઠમાં દલીલ દાખલા આપવાના ન હોય, પણ છોકરાને કાંઈ નજરે દેખાડી તેમની કનેથી શબ્દો, અનુમાન, વગેરે કાઢવાં હોય તો વિસ્તારીને પ્રશ્નઉત્તર લખવાની જરૂર નથી.

૧૬. નોંધમાં લખેલી રીતે બને ત્યાંસુધી પાઠ શીખવવો. પણ હમેશ તેમાંના સવાલ જવાબ કામ લાગે એવું બનવું મુશ્કિલ છે. જે સૂચક પ્રશ્ન તૈયાર કર્યા હોય, તેથી છોકરાને સમજણ ન પડે ત્યારે બીજા પૂછવાની જરૂર પડે, અથવા શિક્ષકે ધાર્યું હોય કે આ વાત છોકરાને નહિ આવડતી હોય એમ જાણી સમજાવવાને વિસ્તારી હોય, પણ વખતે એમ બને કે તે છોકરા જાણતા હોય, અથવા આ વાત તેઓ જાણતા હશે એમ ધારી તે વાત ટૂંકામાં લખી હોય, ને પાઠ આપતી વખત માલૂમ પડે કે તે છોકરા નથી જાણતા, ત્યારે નોંધમાં ન લખી હોય તોપણ મોઢે કહેવી પડે. એવે સમે મહેતાજીએ પોતાના જ્ઞાન અને પોતાના બુદ્ધિબળે કરી એવી અડચણ ખશેડવી, ને પાઠની મુખ્ય મતલબ પાર પાડવી એટલે છોકરાને તે સારી પેઠે સમજાવવો, પછી તે નોંધમાં હોય કે ન હોય. એવેજ વખતે પાઠ આગળથી તૈયાર કરવાનો ફાયદો જણાયછે, ને સારા મહેતાજી ને નઠારા મહેતાજીમાં ફેર માલૂમ પડેછે. બંને પ્રકારની નોંધના બહુ સારા નમૂના કથિત પાઠમાળામાં આપ્યા છે. એ મોઢે ચલાવવાના સામાન્ય જ્ઞાન અને સહાયકારી પાઠના છે. એ ઉપયોગી પુસ્તકનો અભ્યાસ પ્રત્યેક શિક્ષકે કરવો. અંકગણિત, ભૂગોળવિદ્યા, ઈતિહાસ, અને વ્યાકરણ પ્રથમ વગર ચોપડીએ મોઢે શીખવવાના વિષય છે માટે તેની નોટો તૈયાર કરવાને એ નમૂના કામ લાગે તેવા છે. સામાન્ય જ્ઞાન, અને

સહાયકારી પાઠ આપવાથી ફાયદો છે, માટે તે એમાં દેખાડ્યા પ્રમાણે આપવા. વાંચનના પાઠની નોટો પણ એજ રીતે લખવી.

૧૭. પાઠ તૈયાર કરવામાં તથા આપવામાં લક્ષ રાખવું કે પાઠના વિષયપર જેટલી ખબર મળે તેટલી નિશાળની લાઇબ્રેરીનાં પુસ્તકો તથા ચોપાનીઆંમાંથી તથા બીજી રીતે શોધી કાઢવી. એમ નહિ કરે તો જે શીખવવું જોઇએ તે આવડશે નહિ તથા છોકરાના શક તથા સવાલથી શીખવનાર ગભરાઇ જશે અને તેને ખરા જવાબ સૂજશે નહિ. શિક્ષક તે વિષે જેટલું જાણે તેમાંનું કિયું અને કેટલું શીખવવું તે મુકરર કરવામાં ડહાપણનો ખપ છે, નિશાળિયાની શીખવાની શક્તિ, જ્ઞાન, અવસ્થા, ઠેરવેલા વખતમાં પાઠ પૂરો થવાનો સંભવ અને પાઠ સમજવાને તથા તેમાં રસિકતા આણવાને કેટલાની જરૂર છે તે ધ્યાનમાં લઈ ખપજોગું નોંધમાં લખવું; બાકીનું મનમાં રાખવું ને જરૂર જણાય તો તેમાંથી યોગ્ય હોય તે લેવું. પાઠમાં વિષય જોઇએ એટલોજ લેવો તેનું કારણ એ કે થોડી બાબત સારી સમજાવ્યાથી છોકરાની બુદ્ધિ સારી ખૂલશે. એકદમ ઘણું શીખવવા જઇશું તો ઊલટા તે ગુંચવાશે અને તેમને કાંઇ યાદ રહેશે નહિ. અડધો કલાકપહોંચે એટલી બાબત જોઇએ, એથી ઓછીએ ન જોઇએ ને વધારે પણ ન જોઇએ. બાળક છોકરાં કે છોડીને અડધા કલાક કરતાં વધારે પાઠ કદી પહોંચવો ન જોઇએ. વાંચનના પાઠની લંબાઇ ચોપડીમાં છે તે ઉપર બને ત્યાંસૂધી ધ્યાન રાખવું. ઘણું કરીને તે ઠેરવેલા કાળમાં પૂરો થવો જોઇએ. જરૂર જણાય ત્યારે તેને લગતા સહાયકારી પાઠ જુદે વખતે આપવાથી ઘણું કરીને તેમ બની શકશે. પણ પાઠ પૂરો કરવાને કાચું શીખવવું નહિ. પાકો પાઠ શીખવવાને તથા સારૂં વાંચવાની ટેવ પાડવાને વખતે તેજ પાઠ બે દહાડા પહોંચે તો ફીકર નહિ. પરંતુ એક પાઠ એક દિવસને માટે છે એ ધ્યાનમાં રાખી તેમાંની બાબતનો ઘટતો વિસ્તાર શીખવવો. પાઠ ઘણા દિવસ ચાલે તો ધોરણ પ્રમાણે વરસમાં ચોપડી પૂરી થાય નહિ, માટે વિષયમાંની બાબત ઘટતી જોઇએ. તે વિષે શિક્ષક જેટલું જાણતો હોય તેટલું બધું કહેવું એવી જરૂર નથી. પણ જેટલું નિશાળિયાની બુદ્ધિને તથા અભ્યાસને લાયક હોય ને તેમને

હાલ ને પછીથી જેટલાનો ખપ હોય ને જેટલું તેઓ ખુશી ને લાભથી શીખી શકે તેટલુંજ શીખવવું.

૧૮. બાબતને ઘટતા અનુક્રમમાં ગોઠવવી જોઇએ. પહેલી જે ઘણીજ સહેલી ને છોકરા ઘણું કરીને જાણે કે સહજ સમજે તેવી લેવી; પછી તેથી જરા કઠણ, તેના પછી તેથી વધારે કઠણ એમ લેવી. દરેક શીખવવાની બાબત ઘટતી રીતે ગોઠવવી તથા તે શીખવવી. પાછલે દિવસે શીખવેલો પાઠ પૂછવો. તે નવો પાઠ આપવાથી એટલે નવું શીખવવાથી કેવળ ભિન્ન છે એ બેનો ભેદ સમજી શીખવતી વેળા તે મનમાં રાખવો. બેઉને સારૂ વખત જુદા જોઇએ. જો લાગલાગટ હોય તો બે મળીને વધારે વખત જોઇએ. ઉપર અર્દ્ધો કલાક કહ્યો તે કેવળ નવું ભણાવવાને માટે છે.

૧૯. **सात शीखामण.**—શિક્ષકે સદા ધ્યાનમાં રાખવાની ને નિત્ય ઉપયોગમાં લેવાની છે.

### १. टेवनो उपयोग करवो.

ઘણાં કામ આપણને મહાવરાથી કરતાં આવડેછે. જે કામ પહેલું મુશ્કિલ લાગેછે તે ટેવથી સહજ થઇ શકેછે. સારૂં કે નઠારૂં જેવું કામ કરવાની ટેવ પડી હોયછે તે આપણાથી અજાણમાં થઈ જાયછે. છોકરા તો ઘણુંખરૂં ટેવથી શીખેછે. શબ્દવડે તેમનાથી થોડુંજ સમજાય છે, કેમકે તેઓ ઘણા શબ્દો જાણતા નથી, તથા લાંબા વિચાર કરી શકતા નથી; માટે ઘણી બાબતો તેમને દેખાડવી પડેછે, તથા તેમની કને કરાવવી પડેછે. તેનું તે બહુવાર કરે એટલે તે કરવાની ટેવ પડેછે. કેળવણીના કામમાં એ મોટું ઓજાર છે. નીતિ શીખવવામાં એનો અવશ્ય ઉપયોગ કરવો. જો નહિ કરીએ તો એ ઊલટી હરકત કરે, કેમકે સારી ટેવ નહિ પાડીએ તો નઠારી પડશે; ને પડ્યા પછી તેને કાઢવી કઠણ છે. વિદ્યાભ્યાસ પણ ટેવથી સારો થાયછે.

### २. पहेलेथीज पाकुं शीखववुं.

કાંઈ પણ કાચું શીખવવું નહિ, થોડું શીખવાય તો ફીકર નહિ, પરંતુ જેટલું શીખવવું તેટલું પાકું શીખવવું, અપૂર્ણ શીખવાની ટેવ પાડવી

નહિ. આરંભથી કાચું શીખવાની ટેવ પડી તો તે આગળ હેરાન કરશે. કાચા પાયાપર બાંધેલી ઈમારત ઝાઝીવાર ટકતી નથી. વળી હાલ જે ભણાવીએ છીએ તે આવડવું આગળ શીખેલા ઉપર ઘણો આધાર રાખેછે. દૃષ્ટાંત—ત્રિરાશિ આવડવાને સારૂ ભાગાકાર, ગુણાકાર, ઈત્યાદી પાકાં આવડવાં જોઇએ; તે ઉતાવળે ને ખરાં ગણવાનો મહાવરો જોઈએ; તેવું ન હોય તો દાખલા ખોટાજ પડે કે મોડા થાય. કાચું શીખવેલું હોયછે તે શીખનારને થોડુંજ કામમાં આવેછે; તે પરીક્ષા વખતે શીખવનારની ફજેતી કરાવેછે.

## ૩. पायरीबंध शीखववुं.

એટલે પહેલું સહેલું ને પછી ધીમે ધીમે કઠણ આવડતું જાય એમ ભણાવવું. પગથીએ પગથીએ ચઢીએ તો ઊંચા મહેલને મથાળે જવાયછે, કૂદીને જવાતું નથી. ઉદાહરણ, અંકગણિતની રીતોનાં કારણ કરતાં તે રીતો શીખવી સહેલી છે; માટે રીતો પહેલી શીખવવી. રીતો કરતાં તેના દાખલા ગણવા સહેલા છે, માટે થોડા દાખલા ગણતાં શીખવવા, ને વળતી તેપરથી રીત કાઢતાં શીખવવી. વખતે રીત પહેલી કહેવી પડે તો તેમ કરવું. વ્યાકરણ, ભૂગોળવિદ્યા, વગેરે સઘળા વિષયોમાં પહેલું સહેલું સમજાવવું ને પછી મુશ્કિલ. તેમજ પહેલા પાઠ નાના હોવા જોઇએ. પછી જેમ જેમ છોકરાની બુદ્ધિ વધારે મહેનત કરવાને શક્તિમાન થાય તેમ તેમ મોટા પાઠ આપવા. લેખાં, અંકગણિત, અક્ષરગણિત, વગેરેના દાખલા મંડાવવા તેમાં પણ આ નિયમ યાદ રાખવો. સહેલા દાખલા ઉતાવળે ને ખરા ગણી શકે ત્યારેજ અઘરા મંડાવવા. વળી ઘણા વિષયો નાનાં છોકરાં જોડે શીખી શકતાં નથી, માટે આરંભમાં થોડા લેવા.

## ४. रसिक लागे एवी रीते भणाववुं.

માણસનો સ્વભાવ છે કે જે કામમાં તેને રસ લાગે તે ઊલટ, જોસ તથા તનમનનું બધું બળ લગાડીને કરેછે, ને તે કામ પાર પડેથી તેને હરખ થાયછે. આ નિયમ બાળક અને વૃદ્ધ સર્વેને લાગુ પડેછે. બે ત્રણ વર્ષના છોકરાને પણ કાંઈ કરવામાં મઝા પડેછે ત્યારે તે હોંસથી કરતું જાયછે, તથા રાજી થતું જાયછે. જો તે કઠણ પડે તો વધારે ઉમંગથી મંડ્યું રહેછે, ને ફતેહ પામેછે ત્યારે ખુશી થાયછે. વળી છોકરા તથા છોક-

રીઓને જે રમતમાં વધારે રસ પડેછે તેમાં તેઓ વધારે આનંદ પામતાં જણાયછે; તેમાં અનેક ચતુરાઈ કામે લગાડેછે, તદબીરો શોધી કાઢેછે, અને પોતાની બુદ્ધિ ખૂબ વાપરેછે તેનું કારણ એજ છે. જે કામમાં રસ પડતો નથી તે કામ કરવું તેમને ગમતું નથી, ને જો કોઈ તેમને બળાત્કારે કરાવે તો વેઠે કરતાં હોય તેવાં સુસ્ત અને ઉદાસ જણાયછે. સુસ્તી અને ઉદાસી નિશાળમાં ઘણી હરકત કરેછે. મહેતાજી અને નિશાળિયા બંનેના એ વેરી છે. એને નસાડવાનો સરસ ઉપાય એ છે કે શીખવનારને શીખવવામાં રસ લાગે, અને ભણનારને ભણવામાં રસ લાગે એવું કરવું. મહેતાજીને બગાસાં આવેછે, ને છોકરાં ડોલાં ખાયછે, કે વાતો કે હોકારા કરેછે, તેનું એક મોટું કારણ એ છે કે તેમને પોતાના કામમાં રસ લાગતો નથી.

## ५. भय करतां मायानो उपयोग वधारे करवो.

કેટલાએક મહેતાજીઓ તથા ઘણા લોક એમ ધારેછે કે છોકરાની સુસ્તી ઊડાવવાનો, તેમને ઉદ્યોગી કરવાનો, તેમનું મન રમતમાંથી કાઢી નાંખવાનો, તેમને બરાબર વખતે હરરોજ હાજર રાખવાનો, તથા ભણવા ઉપર પ્રીતિ લગાડવાનો ઉપાય માત્ર માર અથવા બીજી તરેહનું દુઃખ અને બીક છે. આ તેમની ભૂલ છે. એથી તો ઊલટી ખરાબી થાયછે. નિશાળ દુઃખની જગા છે એવું નિશાળિયા એથી ધારેછે, તથા ભણવાને ચહાતા નથી. વળી જૂઠું બોલવું, છેતરવું, ખુશામત વગેરે જૂલમથી પેદા થનારા દુર્ગુણો કેળવાયછે, માટે ભય દેખાડવાના પ્રસંગ જેમ થોડા પડે તેમ કરવું. બીક કરતાં હેત ઘણું કરીને સારૂં કામ કરેછે. મહેતાજી છોકરાનાં માબાપને ઠેકાણે છે, માટે માબાપ જેમ છોકરાં ઉપર માયા રાખેછે તેમ તેણે પણ રાખવી જોઇએ. 'ભય વગર પ્રીત નહિ' એ કહેવત ખોટી નથી, પરંતુ એકલા ભયથી અથવા અતિશય ભયથી ફક્ત ત્રાસ ઊપજેછે, છોકરાંનાં મન ખાટાં અને ઉદાસી રહેછે, તેમને ભણવાનો ઉમંગ થતો નથી, માથા ઉતાર કામ કરેછે, ને ઘણા તો ભણ્યા વગર રહેછે. મહેતાજીનો હુકમ જે ન માને તેને ઘટતી શિક્ષા કરવી એ ઠીક છે, પણ મહેતાજી અમને દુઃખ દેનાર છે એવું તેમનાં મનમાં કદી આવવું ન જોઇએ. અમારો વાંક પડશે તોજ મહેતાજી નાખુશ થઈ શિક્ષા કરશે, સારી રીતે વર્ત્તીશું તો ખુશી થશે, અમારા ઉપર તે

હમેશ બહુ માયા રાખેછે, તે સારા સ્વભાવના છે, એમ તેઓ ધારે એવું કરવું; હસમુખા રહેવું; મીઠે વચને તેમની જોડે બોલવું. મહેતાજીનું માન રાખે, પણ તેમનાથી કંપે નહિ, ને હોંસે હોંસે નિશાળે આવે એવું થવું જોઇએ. એવું શી રીતે થઈ શકે તે આગળ દેખાડ્યું છે.

## ६. छोकराने पोतानी मेळे सूझे एम करवुं. अडचण खसेडवी नहि, पण खसेडतां शीखववी.

છોકરાંને મહેતાજીએ બધું કહી દેવું નહિ, પાઠમાં જેટલું નવું શીખવવાનું હોય તેટલું સઘળું એકદમ બતાવી દેવું નહિ. થોડું શીખવવું ને બાકીનું બને ત્યાંસુધી પોતાની મેળે શોધી કાઢે એ બહુ ફાયદાકારક છે. એમ થાયછે ત્યારે છોકરાંના મનને જોઇએ તેટલી કસરત પહોંચેછે. માત્ર બેઠા બેઠા સાંભળે કે મહેતાજી દેખાડે તેમ કરે તેમાં થોડીજ મહેનત છે, ને મન થોડુંજ કેળવાયછે; એથી નિશાળિયાનું ચિત્ત બીજી બાબતોપર કે રમતમાં જાયછે, હોંસ પેદા થતી નથી, ને રસ લાગતો નથી. એ સ્વાભાવિક છે કે માણસ પોતાની મેળે પોતાને માથે લેછે તે ઘણી મહેનતથી કરેછે. છોકરાંને પોતાની મેળે શોધવું પડેછે, ત્યારે તેઓ જાગૃત રહેછે, ને તેમને યાદ વધારે રહેછે. ઘણીક બાબતોમાં મહેતાજીનું કામ રસ્તો દેખાડવાનું છે, ઠેઠ લગી લેઈ જવાનું નથી. નિશાળે બધું શીખવી શકાતું નથી, ઘણું બાકી રહેછે તે માણસ મોટપણે પોતાની મેળે શીખે છે, માટે મેળે શીખવાનો મહાવરો નાનપણથી કરાવવો. લખાંનો કે અંકગણિતનો દાખલો મંડાવ્યો તે ન આવડ્યો એટલે પાટીઆ ઉપર કરી જવો એ સહેલું છે; તેમજ વ્યાકરણ કરતા હોય ત્યારે કોઈ શબ્દ ન આવડે કે ખોટું કહે, ત્યારે ખરૂં હોય તે કહી દેવું એ સહેલું છે, પણ એથી છોકરાનું મન કેળવાતું નથી. તે દાખલો કેમ કરવો કે તેમાં શી રીતે ચૂક પડી ને તેવી ફરીથી શું કરે નહિ પડે તે બતાવવું કઠણ છે; ખોટું શા કારણથી હતું, ને ખરૂં કેમ થાય એ સમજાવવું મુશ્કિલ છે. મહેતાજી તો સહજ કહી જાયછે, પણ તેથી છોકરાંને આવડતું નથી; છોકરો પોતે મહેનત કરેછે ત્યારેજ સમજેછે. બાળક છોકરાંને હીંડતાં શીખવવું હોય તો તે તેને તેડેથી આવડતું નથી. હાથ પકડીને ચલાવતાં બહુ વખત જાયછે, પરંતુ

એમ ન કરતાં માબાપ હમેશ હાથે કે કેડે લઇને ફરે તો છોકરૂં હીંડતાં શીખેજ નહિ, ને કદી ચાલી નહિ શકે. ભણવામાં જે અડચણ આવે તે પોતાની મેળે ખસેડવાની ટેવ પાડીશું, તો આગળ જતાં સંસારમાં હરકતો આવશે તે મટાડી શકશે. મનને સ્વતંત્રપણું શીખવવું એ ઘણું અગત્યનું છે. તેમાં આ દેશના લોકમાં તો એ સદ્ગુણની બહુ ખોટ છે, માટે વધારે ધ્યાનમાં રાખવો. છોકરાને હરકોઈ બાબત વિષે સવાલ પૂછ્યો, ને તેનો જવાબ તેમને ન આવડ્યો કે પાધરો કહી ન દેવો, બીજા રૂપમાં અથવા સહેલો કરીને કે તેનો થોડો ભાગ પૂછવો, થોડું કહેવું એમ યુક્તિએ કરી તેમની પાસેથી જવાબ લેવાય તો ઠીક. "સરસ્વતી"નું મંદિર એવા ઊંચા ડુંગરપર છે કે તેપર જેને ચઢતાં ન આવડે તે ગબડી પડેછે. મહેતાજી નિશાળિયાને ખાંધે બેસાડી લેઈ જાય, તેથી તે ડુંગરપર ચઢતાં નહિ આવડે. મહેતાજી સરસ્વતીને ખોળે બેસાડી આવે, તો પણ તે પ્રસાદ આપે તે લેઈ ઘેર પાછા ન અવાય.

આ વિષય સમજાય તે કેળવણી અને ભણાવવાનો ભેદ ધ્યાનમાં ઊતરે; ભણાવવું અને ભણતા કરવા, પોતાનો વિચાર કહેવો ને બીજાને વિચાર કરતાં શીખવવું એ કેવાં જુદાં છે તે જણાય. નિશાળે છતાં, ને નિશાળેથી ઊઠ્યા પછી મોટી ઉમરે પણ મહેતાજીએ બતાવેલ માર્ગે હીંડ્યા જાય અને નવા રસ્તા ખોળે એવું કરવાને આ યુક્તિ બહુ કામની છે.

### ૭. જ્ઞાન કરતાં વધારે શીખવવું, પણ શક્તિ ઉપરાંત શીખવવું નહિ.

જેટલુ છોકરાને આવડતું હોય તેટલાથી વધારે શીખવવું, પણ જે સમજવાની તેનામાં શક્તિ ન હોય તે ન સમજાવવું. જે પાઠ કરવાને તેની બુદ્ધિ નથી તેવા પાઠ કે વિષય ન શીખવવા. જેમ જેમ તેમનામાં જ્ઞાન વધેછે ને ઉમરે મોટા થાયછે, તેમ તેઓ વધારે તથા કઠણ બાબતો શીખી શકેછે, કેમકે તેમનાં મનની શક્તિઓ જોરાવર થતી જાયછે. તેમની શક્તિના બળ પ્રમાણે તેમના ઉપર બોજો મૂકવો.

૨૦. આ સાતે શીખામણ અમૂલ્ય છે. મહેતાજીએ તથા આ-

સિસ્ટંટ મહેતાજીએ નિરંતર પોતાના હૃદયે રાખવી, કદી વીસરવી નહિ. સારાં જાડા કાગળપર સોનેરી અક્ષરે લખી કાચના તકતામાં જડી હરરોજ નિશાળે જતી વેળા વાંચવાલાયક એ છે. હરેક પાઠ શીખવવામાં એનો ખપ છે.

---

# प्रकरण २ जुं.

## प्रत्येक विषय शीखववाना विशेष नियमो.

૨૧. **अंकगणित**—આપણા લોક બાળકને ભણાવવાનો આરંભ એકડે એક શીખવવા માંડી કરેછે. એ વિદ્યાની સંસારમાં અગત્ય જોતાં એમ કરવું ઠીક લાગેછે. આપણે શીખવવામાં બે મતલબ ધ્યાનમાં રાખવી. એક તો એ કે દુનિયાદારીમાં કામમાં આવે, બીજી એ કે મનની શક્તિને કસરત આપે અને કેળવે. પહેલી મતલબ એના નિયમ અને દાખલા શીખવે પાર પડેછે. બીજો હેતુ એના નિયમનાં કારણ સમજાવેથી હાંસલ થાય. આપણી નિશાળોમાં એ બંને સામિલ રાખવા. એ વિદ્યા શીખવવાનો આરંભ ચાલતી રૂઢી પ્રમાણે કરવો નહિ. જૂની રીત એ છે કે પ્રથમ બાળકને એકડે એકથી સોસૂધી અંકનું નામ પાઠે કરાવેછે, પણ એથી તેને અંકનું જરાએ ગ્નાન થતું નથી, માત્ર શબ્દો અર્થ સમજ્યા વિના મોઢે કરેછે. અર્થ સમજે ને મોઢે કરે એ જોડે થવું જોઇએ, માટે અંક અને વસ્તુને પ્રથમથીજ ભેળાં રાખવાં. એક બદામ કે પૈ, કે લાકડાનો કે ઠીકરાંનો કડકો, કાંકરો અથવા હરકોઈ જણસ બતાવીને આ એક છે એમ શીખવવું, પછી બે દેખાડી બે, ત્રણ દેખાડીને ત્રણ એ પ્રમાણે એકથી દશલગી શીખવવું. અંક જોડે સામિલ રાખવાં ને ગણતાં શીખવવું એથી બુદ્ધિને કસરત મળેછે, અને મનોરંજક લાગેછે. છોકરાંને એમાં સમજણ ઘણી ધીમે ધીમે પડેછે પણ તેની ફીકર નહિ. ચાકે વતી પાટીઆ ઉપર આંકા કરી પૂછવું કેટલા થયા? એક આંકો કરી કહેવું આ એક. પછી એકડો તેની નીચે લખી કહેવું એક આમ લખવો. પછી દરેક બાળકને તે લખતાં શીખવવો. પછી બે આંકા

ફરી પૂછવું કેટલા થયા? છોકરાં કહેશે બે. ત્યારે શિક્ષકે કહેવું ખઈ. બે આંકાની તળે બગડો લખી કહેવું એ આમ લખાય છે, ને એને બગડો કહેછે. પછી તે બધા પાસે લખાવવો. એ પ્રમાણે ત્રણ, ચાર, પાંચ વગેરે અંક શીખવવા. લખોટાયંત્રથી તથા બીજી વસ્તુઓથી અંક ખરા કરાવવા. અંકના લિસોટાને બદલે આંકડા લખવાના કારણની સમજણ પણ પાડવી. આઠ લખવા હોય તેવારે આઠ એકડા લખીએ તેના કરતાં આઠડો લખીએ તે વધારે સુગમ છે. એવું આઠ આંકા કે એકડા અને આઠડો કહાડી દેખાડવું ને સમજાવવું. એ મુજબ દશ આવડે પછી વધારે આંક લખવાની રીત જુદાં જુદાં ઉદાહરણવડે સમજાવવી અને શીખવવી. નવલગી એક આંકડાથી કામ ચાલેછે. એકડા ઉપર મીડું જમણે હાથે મૂકે દશ કહેવાયછે. બે એકડા લખે અગીઆર, એકડાને જમણે હાથે બગડો લખે બાર કહેવાય. એમાં કેટલાકને વધારે ને કેટલાકને ઓછી સમજણ પડશે. કોઈ છોકરાને જરાએ નહિ પડે, પણ તેની ચિંતા નહિ. હરરોજ અડધો પોણો કલાક એ શીખવવામાં ગાળવો, અને તેટલોજ વખત કોઈ વસ્તુ ગણવામાં તથા તેને ઉમેરવા, ઓછા કરવા, ગુણવામાં ગુજારવો, બાકીના વખતમાં જૂની રીત પ્રમાણે આંક ગોખાવવા. એ બંને રીત ભેગી રાખ્યાથી જે ફળ થાયછે તે બેમાંથી એકને વળગી રહ્યાથી થતું નથી. એક ત્રી ત્રણ, બે ત્રી છ, ત્રણ ત્રી નવ, વગેરે આંક મોઢે કરે તેમાં લખોટાયંત્રવડે સમજણ પાડી શકાય તેટલી પાડવી, પણ એક પાડામાં સમજણ પડે ત્યારેજ બીજો આપવો એવું કરવાની જરૂર નથી. સમજણ પડવા માંડશે એટલે સહેલું અને રસિક પણ લાગશે. વળી એની જોડે એવું પણ પૂછતાં રહેવું કે છ ને બે કેટલા? સાત ને ત્રણ કેટલા? સાત ને બે કેટલા? જવાબ આપે તો કહેવું કેમ થયા તે આ લખોટાવડે દેખાડો. આઠમાંથી એક જાય તો કેટલા રહે? બે જાય તો કેટલા, વગેરે તરેહતરેહના હરરોજ નાના નાના મ્હોડાના સરવાળા બાદ બાકી આરંભ કરનાર બાળકને પૂછી લખોટાયંત્રથી સાચાં કરાવવાં. તેમજ આંકના પલાંકા પણ આંક શીખે તેમ તેમ પૂછતાં રહેવું. આંક ઉપરથી ઝટ થઈ શકે તેવા હિસાબ શીખવવા.

ઉદાહરણ, દુઆં આવડે ત્યારે એક પૈસાનું બશેર દુધ તો બે પૈસાનું કેટલું? ચોકને પાડો આવડે ત્યારે એક રૂપિઆનું ૪ શેર ઘી તો બાર રૂપિઆનું કેટલું ? સાત ને ત્રણ કેટલા? એ રીતે આંક વીસાસૂધી આવડે અને આંકમાં સમજણ પડે ત્યારે સંખ્યાને આરંભ અંકગણિતના પુસ્તકમાં બતાવ્યા પ્રમાણે કરવો અને ત્યારથી આંક અને અંકગણિત થતા લેખાં ધોરણ પ્રમાણે ચલાવવાં. ત્રણેના શીખવવાના વખત જુદા રાખવા. બધા આંક, લેખાં અને આખું અંકગણિત પૂરૂં થતા સૂધી તેના અર્થ જોડે સમજાવતાં જવું. પ્રદર્શન અને ઉદાહરણને ઉપયોગ સદા કરવો ને પ્રત્યેક નવા શબ્દને અર્થ સમજાવવો. ઘાત શીખવતી વેળા તેમાં જે માપાદિક આવે તે બતાવવાં અને ઘાત અને અંક પરથી દાખલા પૂછવા. અપૂર્ણાંક, દશાંશ, વર્ગ, ઘનાદિક બધા વિષયો શીખવવામાં એ પ્રમાણે કરવું. શીખવવાની રીતો તથા શીખામણો પ્રમાણે વર્ત્તવું.

૨૨. વાચન—એની શરૂઆત મૂળાક્ષરથી થાયછે. અર્થ વગરના ઘણા આકાર શીખતાં બાળકનું મન અકળાયછે ને તેથી તેને ભણવાપર કંટાળો આવેછે. એપર નજર પહોંચાડી માજી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હોપ સાહેબે હાલ ચાલતી પહેલી, બીજી ને ત્રીજી ચોપડીઓ એવી યુક્તિથી રચાવી કે ત્રણે પૂરી થતાં રસિક વાંચનની જોડે બરચાંને ગૂજરાતી તથા બાળબોધ મૂળાક્ષરો તથા સાધારણ જોડાક્ષર આવડે. એમાં બતાવેલી રીતે શીખવવું અઘરૂં માલૂમ પડવાથી શિક્ષકોએ જૂની રીતે કક્કો પ્રથમથી ચલાવ્યો. પાછળથી તેમને તેમ કરવાની પરવાનગી મળી એટલુંજ નહિ, પણ જોડે બાળબોધ અક્ષરે અને બારાખડી શીખવવાને હૂકમ થયો. આ બાળકને દુઃખદાયક માટે ખોટી રીતને અટકાવવાને પ્રયત્ન ન થયો હોત તો એમ જોડાક્ષર ભળત અને વખતે બાળકની બુદ્ધિને જડ કરી નાંખનાર અને તેમને વેઠ તથા સખ્ત મજૂરી કરાવનાર લિપિધારા કે શબ્દાવળી જેવી ચોપડી આવત. આ ભયંકર પરિણામ થવાની ધાસ્તી રહી નથી. છેલ્લો ઠરાવ એ થયો છે કે પહેલી ચોપડીની જોડે ગૂજરાતી મૂળાક્ષર અને બારાખડી પહેલા ધોરણમાં જોઇએ. ચતુર અને કસબી શિક્ષક ચોપડીમાં બતાવેલી રીતે શીખવશે, પણ ઘણું કરીને

છેલ્લા વર્ગને પહેલી ચોપડી ભણાવનાર અણકસખી છોકરવાદ માનિટર કે હલકો અસિસ્ટંટ હોયછે તેને ચોપડીની રીત કઠણ પડશે માટે કક્કો અને પદ ચોપડીના સંબંધવિના શીખવશે. એમ શીખવનારે પહેલી ચોપડી જોડે શીખવવા માંડવી. વખતપત્રકમાં એનો વખત નોખો રાખવો. એથી બાળકના મનને અર્થવિનાના અક્ષરોની જોડે રસિક વાંચવાનું મળશે તેથી ઠીક લાગશે. અક્ષર ઓળખાવવામાં કાળાપાટીઓનો ઉપયોગ મસ કરવો.

૨૩. પહેલી ચોપડી પાંચ છ વર્ષના નાના છોકરાને માટે રચેલી છે. જે નાના શબ્દો તેઓના જાણવામાં છે તેવડે તથા જે સાધારણ વસ્તુઓ તેઓ ઘરમાં દેખેછે કે વાપરેછે તેનાં નામવડે જોડેલાં નાનાં વાક્યો એમાં છે. અક્ષર ઓળખવાનો અને થોડું વાંચવાનો તેમની આંખને મહાવરો કરાવવાનો હેતુ માત્ર ધાર્યો છે. એ ચોપડી શીખવતાં આવડે તો બચ્ચાંને રસિક લાગે. મા એટલે શું? ઘી એટલે શું? એવી વ્યાખ્યા કે અર્થ કરવા કે પૂછવા નહિ. એવા જવાબ દેવાની હજી એમનામાં શક્તિ નથી. શિક્ષકે વાક્ય વાંચી તે પ્રમાણે નિશાળીઆને વંચાવવું. પછી તેમાં જે શબ્દો હોય તે વિષે આમ પૂછવું,—તારી માએ તને કાલે શું ખાવા આપ્યું હતું? આજે શું આપશે? તારી મા ઘરમાં શું કામ કરેછે? રાંધેછે કોણ? તું ઘી શેમાં ખાયછે? ઘી શેનું થાયછે? લાડવામાં શું હોયછે? બીને ભોંયમાં વાવીએ તો શું થાય? તેલ કોણ વેચેછે? તેલ શા કામમાં આવેછે? બીજી ને ત્રીજી ચોપડીઓ પણ એજ રીતે શીખવાથી મનોરંજક લાગશે. જોડણી શીખવવામાં કાળા પાટીઆને બહુ કામે લગાડવું. વાંચેલો પાઠ નિત્ય સ્લેટપર બરૂની લેખણવતી લખાવવો અને તે લખેલું શીખવનારે સુધારવું. વાંચનની સાથે ચોપડીઓમાં તે શીખવવાની રીત લખીછે તે શિક્ષકે લક્ષમાં રાખવી અને યોગ્ય જણાય તેમ તે પ્રમાણે કે તેમાં થોડો ફેરફાર કરી વાંચન શીખવવું. વિચારવંત મહેતાજીને યોગ્ય દીસે તેમ અનુકૂળ પડે તો રીતમાં ઘટતો ફેરફાર કરવાની છૂટ છે. એકની એક ઢબથી કંટાળો આવેછે.

૨૪. વાંચતાં શીખવવામાં ચાર બાબતપર લક્ષ દેવું. (૧) શુદ્ધ ઉચ્ચાર, (૨) સહેલથી વાંચવું, (૩) ઘટતી ઉતાવળે વાંચવું, (૪)

પોતાથી તથા સાંભળનારથી અર્થ સમજાય તેમ વાંચવું; પ્રશ્નાદિ ચિન્હ હોય તે દર્શાવાય તેમ વાંચવું.

(૧) છોકરા જેવું સાંભળેછે તેવા ઉચ્ચાર કરતાં શીખેછે. જેમની પાસે તેઓ રહેછે તેમના જેવું બોલેછે. કાન ઉપર જેવા અવાજ પડે તેવા બોલવાની કોશિશ માણસ કરેછે. એ કોશિશમાં ખામી પડે તે ઉપર શિક્ષકે આંખ આડા કાન કરવા નહિ. ભૂગોળવિદ્યા વગેરે હરેક વિષયમાં જેવો ખોટો ઉચ્ચાર કરે કે તરત તેને પકડવો ને ફરીને શુદ્ધ કહેવડાવવો. વાંચતી વેળા જે નિશાળિયા નઠારા ઉચ્ચાર કરે તેમના કને ખરા બોલે ત્યાં લગી ફેર બોલાવવા. કીએ ઠેકાણે જીભ રાખ્યાથી ખરો ઉચ્ચાર થશે તે કહેવું ને કરી દેખાડવું. વાતચીતમાં પણ ખોટા ઉચ્ચાર કરે એટલે ટોકવો.

(૨) સહેલથી વાંચવા સારૂ આંખ કેળવાએલી, તથા શબ્દોની માહિતગારી હોવી જોઈએ. એ બે વાનાં હોય તો ઝટ ઊકલે. શુદ્ધ ઉચ્ચારની જોડે સહેલથી વાંચવું. મુખમાંથી એક શબ્દ બોલાઈ રહે ત્યાર પહેલાં તો આંખે આગળ જઈ તેની પછીના બીજાને પકડવો જોઈએ. એવું થાય તોજ સરળ વંચાય. વાંચતાં વાંચતાં દમ ભરાઈ જાય ને કઠણ પડે એવું થવા ન દેવું. વિરામ ચિન્હો પ્રમાણે થોભવું, બોલે બોલે અટકવું નહિ.

(૩) સહેલથી વાંચવાનો અર્થ બહુ ઉતાવળે વાંચવું નથી. શબ્દોને દોડાવી દેવા નહિ. એમ દોડેથી સાંભળનાર હરેક શબ્દને ઝાલી શકતો નથી. આપણે વાત કરીએ છીએ તેમજ મધ્યમ ઉતાવળથી વાંચવું.

(૪) વાંચ્યું તેનો અર્થ સમજાય અને યાદ રહે એટલું ચાંપીને વાંચવું. વળી તેમાં આશ્ચર્ય, દિલગિરી, હાસ્ય, કરૂણા વગેરે રસ હોય તો તે પણ જણાઇ આવે તેમ વાંચવું. લખનારના વિચાર તથા મનોભાવ વાંચનાર અને શ્રોતા બંને સમજે એવું વંચાય તે ઠીક. પ્રશ્ન હોય તો પૂછતા હોઈએ તેમ વાંચવું.

૨૫. વાંચવામાંએ પાયરીબંધ ચઢવું. છોકરાના કાન તથા જીભને જે બોલ જાણીતા હોય તે પહેલા વંચાવવા; પછી અજાણ્યા પણ સહેલથી સમજાય ને બોલાય તેવા, ને છેલ્લે કઠણ. નવી વાંચનની ચોપડીઓ એ પ્રમાણે રચી છે.

૨૬. વાચવમાં ભૂલો થાયછે તે, તથા તેને સુધારવાની યુક્તિઓઃ—

(૧) શબ્દ તથા વાક્યોમાં ઘણો ભેદ નહિ જણાય એમ વાંચેછે. એ ઘણું કરીને બીકથી, કે શરમાળપણાથી, અથવા બીજાને એવું કરતાં જોયાથી કે બેફીકરાઇથી થાયછે. એ ટેવ છોડાવવાનો ઉપાય એ છે કે ધીમે અને ભાર મૂકીને વંચાવવું, અને કોઈ અક્ષરનો ઉચ્ચાર ખરો ન કરે તો તેના ઉપર નિત્ય કસરત આપવી, એટલે તે રોજ કે જ્યારે વાંચવામાં આવે ત્યારે બોલાવવો ને શીખવવો.

(૨) શબ્દ મૂકી દેછે અથવા એકને બદલે બીજો બોલેછે, જેમ કે છતરીઓને ઠેકાણે છરીઓ. એવે ઠેકાણે ખોટો બોલ પેલા ખરા બોલને ઘણો મળતો હોયછે. વાંચતાં મૂકી દેછે તે બોલ ઘણું કરીને નાનો હોયછે. એ બહુ ધ્યાન નહિ આપ્યાથી થાયછે. ઝડપથી વાંચનારા છોકરા પણ એમ કરેછે. કોઇની આંખ તે ઉપર થઇને વહેલી ચાલી જાયછે, ને કોઇની આંખમાં શબ્દનો ભેદ નથી આવતો. માટે ઉતાવળે વાંચનારને ચિત્ત દેઇને વાંચતા શીખવવું, કે શબ્દ રહી ન જાય, અને ધીમે વાંચનારને એક એક બોલ છુટો જોડાવવો.

(૩) કેટલાએકને અક્ષરનાં ખરા ઉચ્ચાર કરતાં નથી આવડતા, એ પણ ઘણી સાધારણ ભૂલ છે. 'સ' નો ઉચ્ચાર 'હ' જેવો અથવા 'શ' જેવો કરેછે; 'શ' નો ઉચ્ચાર 'સ' કરેછે; 'ક' નો 'ખ' ને 'ખ' નો 'છ' જેવો ઉચ્ચાર કરેછે. કોઈ 'ત' નો 'ટ' ને 'ટ' નો 'ત' વગેરે ભૂલો કરેછે. એનો ઉપાય એજ છે કે જે અક્ષરો બરાબર બોલે નહિ તે સંભાળીને વારે વારે નિત્ય બોલાવવા, નિત્ય તેના ઉપર પાઠ આપવો, અને જ્યારે જ્યારે ખોટા કે નઠારા ઉચ્ચાર સાંભળવામાં આવે ત્યારે સુધાર્યા વગર રહેવુંજ નહિ.

(૪) વાંચેલું ન સમજ્યાથી અથવા અધૂરૂં સમજ્યાથી પણ ચૂકો થાયછે. જે શબ્દ મોટો, ભારે અને અસાધારણ હોયછે, તેના, જેમ કે કઠણ સંસ્કૃત, ફારસી, કે અરબી વગેરેના ઉચ્ચાર ખોટા કરેછે. એ ચૂક સુધારવાનો ઉપાય એ છે કે એવા શબ્દના અર્થ અગાઉથી સારા સમજાવવા, અને તેના ભાગ કરી દેખાડવા. પછી તે એક એક ભાગ બોલાવી તેનો ઉચ્ચાર કરાવવો ને અર્થ

સમજાવવો. એક એક છોકરા પાસે ઉચ્ચાર કરાવવો ને સઘળા પાસે જોડે કરાવવો. એવી ભૂલ કદી જવા દેવી નહિ. વાક્યોનો અર્થ ને લખનારના વિચાર ન સમજ્યાથી ભૂલો કરેછે, તે પણ આજ વર્ગમાં ગણાયછે. આકૃતિ અને અર્થ જુદા પાડવાની ટેવ પડવાથી એવી ચૂક કરેછે. માટે એવી ચૂક પહેલેથીજ પડવા ન દેવી, ને હમેશ શબ્દે શબ્દના છૂટા અર્થ સમજાવવા. પછી આખા વાક્યનો સામટો અર્થ સમજાવવો, તથા તે પાઠ શીખ્યા પછી તેની મતલબ લખી લાવવાને કહેવું અથવા તેમાંના કઠણ શબ્દોને બીજા વાક્યમાં વાપરી લખી મંગાવવા.

( ૫ ) શબ્દે શબ્દનો અર્થ સમજે, ઉચ્ચાર ખરો કરે, તથા વાક્યનો અર્થ પણ સમજે એવું છતાં પણ ઘણી વાર માલૂમ પડેછે કે છોકરા ગીત ગાતા હોય તેમ વાંચેછે, અથવા છેડેથી લંબાવેછે કે બહુ ઉતાવળે વાંચેછે, અથવા વાંચવામાં ઢોંગ કે ડોળ કરેછે, એટલે જ્યાં ભાર ન મૂકવો જોઇએ ત્યાં મૂકેછે ને જ્યાં જેવી રીતે ન વાંચવું જોઇએ ત્યાં તેવી રીતે વાંચેછે. તેમના મનમાં તો એવો વિચાર કે અમે સારૂં વાંચીએ છીએ, અને બીજાને એમ દેખાડવું કે અમે વાંચવામાં ખબરદાર છીએ. એ ખોડ મટાડવાનો ઉપાય એક તો એ કે એવું વાંચનારની સારા સ્વભાવથી જરા મશ્કરી કરવી, જેમકે આપણે પણ તેમ વાંચી જરા બધાને હસાવીએ. એથી ઘણીવાર સારી અસર થાયછે; પરંતુ કોઇ વાર ખોટી અસર પણ થાયછે, માટે છોકરાને ઘણું માઠું લાગે એમ ન કરવું એટલે વારે વારે ન કરવું, ને જ્યારે કરવું ત્યારે થોડું કરવું. બીજો ઉપાય એ છે કે શીખવનારે પોતે વાંચી દેખાડવું, ને છોકરા પાસે તેમ વંચાવવું.

૨૭. વાંચવા વિષે નીચેના ધારા યાદ રાખવાઃ—

( ૧ ) ધીમે વાંચવું, પણ ગાતાં હોઇએ તેમ વાંચવું નહિ.

( ૨ ) શબ્દે શબ્દ સંભળાય તેમ વાંચવું, પણ બહુ મોટા ઘાંટો કહાડી વાંચવું નહિ, ને છેક હળવે સાદે પણ વાંચવું નહિ.

( ૩ ) સાંભળનાર ઉપર અસર થાય તેવી રીતે વાંચવું, પણ ડોળ કરી વાંચવું નહિ. એ બેમાં ફેર એટલો છે કે આગલામાં ખરે ઠેકાણે ભાર મૂકાય છે ને વિસામો ખવાય છે, તથા જેવી ધાટી જોઇએ તેવી રીતે બોલાય છે, અને બીજામાં એવું થતું નથી.

( ૪ ) એક સરખે સાદે કે ઢબે વાંચવું નહિ.

( ૫ ) સાધારણ નિયમ એ રાખવો કે જેવું વાતચીતમાં બોલીએ-છીએ તેમ વાંચવું, અને જે વિષયને જેવું શોભે તેવું વાંચવું. જાણે એક વારતા વાંચતા હોઇએ તો તે વારતા કહેતા હોઇએ તેમ વાંચવું.

૨૮. વાંચનની ચોપડીઓ શીખવવાના નિયમો.—

( ૧ ) મહેતાજીએ પોતે ઘણું તપાશીને શુદ્ધ વાંચવું અને બોલવું.

( ૨ ) હમેશ તપાસ રાખવી કે છોકરા વાંચેછે તે સમજેછે કે નહિ.

( ૩ ) વાંચવાના પાઠ લાંબા ન આપવા; પાઠ નાનો આપ્યો હોય તો ચિંતા નહિ, પણ તે તેજ દિવસે સારો વંચાવવો, અને બીજે દિવસે પાછો ઘેરથી ખૂબ વાંચી મંગાવવો. જો સારો વાંચી ન લાવ્યા હોય તો ફરીને તેજ પાછો આપવો. થોડા કાળ સૂધી એવી મહેનત પડશે. સારૂં વાંચવાની રીત આવડી એટલે પછી ઉતાવળે ચાલશે.

( ૪ ) વાંચવાના (કે બીજા કોઈ પણ) પાઠમાં ભૂલ જવા દેવી નહિ.

( ૫ ) આ પાઠ ઘેરથી વાંચી લાવજો એમ કહેવું નહિ, પણ વાંચનને વખતે શીખનારાને વાંચતાં ન આવડે તો પોતે વાંચી દેખાડવો, અને તે પ્રમાણે તેમને શીખવવો.

( ૬ ) પાઠનો ભાવાર્થ જ્યારે પ્રથમથી નિશાળિયાને જણાવવાની જરૂર હોય ત્યારે શિક્ષકે પહેલવહેલો બધા છોકરા સાંભળે ને સમજે એમ આખો પાઠ વાંચી જવો. એ વેળા છોકરા ધ્યાન આપી સાંભળે. પાઠનો વિષય શો છે તે એથી છોકરા આરંભથી જાણશે, પણ ઘણું કરીને આમ કરવાની ગરજ પડતી નથી. વર્ગમાં નિશાળિયા થોડા હોય તો એક એક છોકરાને વંચાવવું તેને ના આવડે તો ભૂલો બતાવવી, તથા પોતે વાંચી દેખાડવું.

( ૭ ) પછી શીખવનારે તેમાંના કઠણ શબ્દોના અર્થ, મૂળ, પ્રત્યય, ઉપસર્ગ વગેરે પૂછવા તથા વાંચેલા વાક્યોમાં અલંકાર અથવા અજાણી બિના વગેરે હોય તે પૂછવું ને સમજાવવું. શું વાંચ્યું તે કહી જા કે વાંચ્યું તેની મતલબ બોલ એમ પૂછી રાજી રહેવું નહિ. સમજ્યાવિના ઘણા નિશાળિયા તે કહી જશે.

( ૮ ) પહેલી, બીજી તથા ત્રીજી ચોપડી શીખતા હોય તેમની કને નિત્ય પોતાનો પાઠ ચોપડીમાં જોઇને લખાવવો. ચોથી ચોપડી

વાંચતા હોય તેમની કને ચોપડીમાં જોઈ પાઠની મતલબ લખાવવી. એ કઠણ છે માટે શીખવવું. એમાં ચોપડીમાં જે શબ્દો લખ્યા હોય તેનાથી જુદા પરંતુ તેજ અર્થના સહેલા શબ્દો હોય તો તે વાપરતાં શીખવવું. પાંચમી ચોપડીથી આખો પાઠ વાંચી રહ્યા પછી દરેક પાઠમાં જે કહ્યું હોય તે ચોપડી બંધ કરાવીને વખતે મોડે પૂછવું, ને વખતે સ્લેટ ઉપર લખાવવું. એકે પાઠ એમ પાકો તપાસ્યા વિના જવા દેવો નહિ. સુનીતી, વિદ્યા વગેરેના પાઠોમાં જે જ્ઞાન છે તે ચોપડીમાંજ રહે તે કામનું નથી, નિશાળીઆના મનમાં દાખલ થવું જોઇએ.

૨૯. આ ધારા વિષે જરા વધારે લખવાની જરૂર છે. આપણી નિશાળોના પહેલા વર્ગના છોકરાને પૂછીએ કે તમે કઈ ચોપડી સુધી શીખ્યા છો, ત્યારે કહેશે પાંચમી કે છઠ્ઠી કે સાતમી. જેટલી વાંચી હોય તેટલી કહેછે, ને ચોપડી હાથમાં આપી જે પાનું વંચાવીએ તે ઘણું કરીને ઠીક વાંચેછે. પણ આપણે કહીએ કે ચોપડીમાંની બાબતો અમારે પૂછવી છે તે કહી શકશો તો ઘણાક ના કહેછે. એ ઉપરથી એમ જણાય છે કે મહેતાજીના સમજવામાં એવું છે કે એ ચોપડીઓ ફક્ત વાંચતાં શીખવવાને છે. પણ તેમની એ સમજણ ખોટી છે. જેમ ભૂગોળવિદ્યા, ઈતિહાસ, ને વ્યાકરણ પાઠે કરવાનાં છે તેમજ એ ચોપડીઓના પાઠમાં કહેલી અગત્યની બાબતો મોઢે કરાવવાની છે. એ ચોપડીઓમાં જે ઉપયોગી ને બોધકારક વિષયો છે તે કોઈ પૂછે ત્યારે છોકરા જવાબ દઈ શકે એમ શીખવવા. થોડાક મહેતાજીઓ હમણા પાઠની મતલબ મોઢે કરાવેછે ખરા, તથાપિ તેઓ આંખ મીચીને કરાવેછે, એટલે ચોપડીમાં હોય તે છોકરા કહે, પણ તેનો ભાવાર્થ સમજતા નથી ને વિસ્તાર કરી શકતા નથી, કેમકે મહેતાજીએ તેમને સમજાવેલા નહિ. ઉદાહરણ; પાંચમી ચોપડીમાં ત્રણ દૈત્યની વાત લખી છે, તેનો ભાવાર્થ કેટલાક છોકરાને પૂછતાં કહેછે કે ત્રણ દૈત્ય આપણા દેશમાં નથી, કોઈ ડુંગરોમાં રહેતા હશે. કેટલાક કહેછે ઊંચા પર્વત ઉપર તેઓ રહેછે, ને તેઓ માણસ કરતાં તો બહુજ મોટા છે. કેટલાક છોકરા તે દૈત્યનાં વરાળીઓ વગેરે નામ પણ જાણેછે. પણ વરાળીઓ તે શું એ કહી શકતા નથી. જુઓ કેવી ફજેતીની વાત! બીજાં ઉદાહરણ આપી શકીએ, પણ ચેતવણી આપવાને આ એક

બસ છે. હરેક પાઠને અને વિશેષે કરીને દરેક અગત્યના પાઠને શીખવતી વેળા તેવિષે ઘણી ચર્ચા કરવી, શબ્દાર્થ, ભાવાર્થ, મતલબ, ઘટારત વિસ્તાર, તે વિષે પોતાનું મત તથા છોકરાનાં મત, તથા બીજા લોકના વિચારાદિ ઉપર ખૂબ ચર્ચા કરવી, ને છોકરાની બુદ્ધિને કસવી.

૩૦. **भूगोळविद्या**—એ વિષયથી માણસને પૃથ્વીનું જ્ઞાન થાયછે. એના વગર ઇતિહાસ આવડી શકતો નથી. જેઓ ભૂગોળવિદ્યા તથા ઈતિહાસ ભણ્યા નથી તેઓ યોગ્ય કેળવણી પામેલા કહેવાય નહિ. ભૂગોળવિદ્યા અને ઇતિહાસ એક એકને વળગેલાં છે. જેમને ભૂગોળવિદ્યા આવડતી નથી તેઓ એમ સમજેછે કે આપણો દેશ એજ દુનિયા છે. પરમૂલકના લોક વિષે તેઓના વિચાર અજબ તરેહના હોયછે. ભૂગોળવિદ્યામાં જે લોક અજ્ઞાન હોયછે તેઓમાં વહેમ બહુ હોયછે, તેઓના ઉદ્યમને હરકત પહોંચેછે, તેમના રાજ્યની ખરાબીનું એક તે મુખ્ય કારણ થાય, માટેજ એ વિદ્યા કેળવણીનો મુખ્ય ભાગ ગણાય છે. પાટીઉપર નકશો ચીતરી તથા છાપેલો નકશો જોડે રાખી એ વિદ્યા શીખવવાની રીત ખુલાસાથી હોપકૃત ભૂગોળવિદ્યામાં લખી છે તે પ્રમાણે વર્ત્તવું.

૩૧. **इतिहास**—ઇતિહાસ શીખવવાની મતલબ આ દેશના થોડાજ શિક્ષકો જાણેછે, અને એ સારી રીતે શીખવી શકવાને જેટલું જ્ઞાન જોઇએ તેટલું એથીએ થોડાને છે. એથી એ ઉપયોગી વિદ્યાનો લાભ ગૂજરાતી નિશાળોમાં લેવાતો નથી. આ દુનિયા એક મોટી નાટકશાળા છે, જેમાં અનેક પ્રજાઓ જુદે જુદે કાળે જુદા જુદા વેશ રમેછે; નટ અને નટી બહુરૂપે દેખા દેછે. સ્વાધીન અને પરાધીન પ્રજાને, સ્વેચ્છિક રાજાને, પ્રજાસત્તાક રાજ્યોને, સાહસિક અને બાયલા, સાચા અને જૂઠા, ભલા અને ભૂંડા, ધર્માંધ, વહેમી, ધર્મી, અધર્મી, ઢોંગી, લુચ્ચા, ક્રૂર, ચોરટા, શાહાણા વગેરે સદ્‌ગુણી અને દુર્ગુણી માણસોને પોતાના ખેલ કરતા અહીં જોઇએ છીએ; કોઇ પ્રજા કોઈ વખત આબાદી અને ચઢતી કળાને પામેછે, વિદ્યા હુન્નરમાં પ્રવીણ થાયછે, કોઈ બીજા દેશો જીતી લેછે અને રાજસુખ ભોગવેછે; વળી તેજ લોક પાછા પડેછે. દેશ કંગાળ થાયછે; વિદ્યા ને લક્ષ્મી દેશમાંથી રીસાઈ જાયછે; રાજ ખોઈ દુર્દશાએ પહોંચેછે; વગેરે

ઘણાક બોધકારક બનાવોનું જ્ઞાન આપણને ઈતિહાસવડે થાયછે. વિદ્વાનો એનું પૃથક્કરણ કરેછે અને તેનાં આદિકારણ બતાવેછે. એ બધાથી આપણા લોક અજાણ્યા છે. ચાલતા સમયમાં કઈ પ્રજાઓ ચઢતી કળાએ છે કઈ અધમ અવસ્થામાં છે, કઈ સુધારામાં આગળ છે, કઈ કુધારામાં ગરક થઇ ગઇછે, કઇ હજુ સુધારાને રસ્તે ચઢી નથી, કઈમાં સ્વદેશાભિમાન છે, ને કઈમાં નથી, વગેરે અતિ ઉપયોગી ને મનોરંજક વિષયોનું જ્ઞાન ઇતિહાસથી મળેછે. પોતાના દેશનો ઈતિહાસ શીખતી વખતે પ્રસંગોપાત બીજા દેશોના ઇતિહાસજોડે મુકાબલો કરવા ને ઈતિહાસ શીખવનારને બહુ ગ્રંથનું જ્ઞાન જોઇએ, એવું આ ઉપરથી સાફ જણાય છે. ગ્રંથકર્તાના કહેવા ઉપર ભરોસો હમેશ ન રાખતાં પોતાના વિચાર પણ જણાવવા જોઈએ, તથા વિદ્યાર્થીના વિચાર પૂછવા જોઈએ. નાના છોકરાને ઇતિહાસ શીખવવામાં આટલા બધાનો ખપ નથી, કેમકે તેઓથી એટલું બધું સમજી યાદ રાખી શકાતું નથી. એ માટેજ નિશાળોમાં ચાલતી ચોપડીઓમાં તેમને સારૂ માત્ર સાર બહુ ટુંકામાં લખ્યો છે. એ સાર શીખવવામાં પણ ઘણી ચતુરાઈ જોઇએ છીએ; એમાં મહેતાજી તરફથી ઘણુંક ઉમેર્યાવિના તેમાં સમજ પડતી નથી, ભૂગોળ અને નકશો, આસપાસના દેશોના ઇતિહાસ, ઉદાહરણ નીતિ, લોકની હાલત, વગેરે ઘણીક વાત પર એ વખત શીખનારના જ્ઞાનના પ્રમાણમાં લક્ષ આપવું પડેછે.

૩૨. (૧.) પાઠને લગતી ઘટતી સમજ, દૃષ્ટાંત, વિશેષ વર્ણન, વાર્ત્તા વગેરેથી પાઠને મનોરંજક કરવો. એ કરવામાં શીખનારની ઉમર અને જ્ઞાન નજરમાં રાખવા.

(૨.) ઈતિહાસમાં જે કાળ અને બાબત વધારે ઉપયોગી હોય તે ઉપર વધારે ધ્યાન આપવું. જેમ કે જે વખતમાં કળાકૌશલ્યનો વધારો તથા નવા શોધ થયા હોય, કે સારા કાયદા બંધાયા હોય, વિદ્યા અને દોલતમાં વધારો થયો હોય, પ્રજાએ નવા હક્ક મેળવ્યા હોય, કોઈ મોટો પ્રતાપી રાજા થઈ ગયો હોય, વગેરે વધારે અગત્યની બાબતો વધારે લક્ષથી શીખવવી.

(૩.) રાજરીતિની અસર તથા પ્રજાની ચડતીપડતીનાં કારણ વગેરે જણાવવાં. વિચાર કરતાં તથા ઉપયોગી અનુમાન કહાડતાં શીખવવું.

(૪.) જુદા બનાવોમાં વધારે અગત્યનો કિયો છે ને ઓછો અગત્યનો કિયો છે તે દેખાડવું.

(૫.) ચોપડીમાં લખેલું માત્ર પાઠ કરવાથી થોડોજ ફાયદો છે. છોકરાની સમજવાની શક્તિ પ્રમાણે વિશેષ સમજણ આપવી અને બોધ કરવો જોઈએ. ભૂગોળવિદ્યા આવડતી હોય તોજ ઈતિહાસમાં બરાબર સમજ પડેછે. ઈતિહાસ શીખવતી વખત નકશો પાસે રાખવો.

૩૩. व्याकरण तथा स्वभाषा.—એ બે બાબતો જોડે જોડે શીખવાય છે. ભાષાનું પૃથક્કરણ તેજ વ્યાકરણ છે. વ્યાકરણથી બુદ્ધિને સારી કસરત મળેછે, તથા ભાષામાં વહેલી અને સારી સમજ પડેછે. દેશની બોલી બદલાતી નથી. છોકરાની બુદ્ધિ કેટલીક વિસ્તાર પામ્યા વગર વ્યાકરણમાં તેમને સમજણ પડતી નથી. માટે શરૂઆતમાં જેમ સહેલું કરીને શીખવાય તેમ સારૂં. એ શીખવાની રીત હોપકૃત વ્યાકરણમાં લખી છે. એનો આરંભ આ રીતે પણ કરી શકાય. કાળા પાટીઆ ઉપર એક વાક્ય લખવું. જાણે 'જાડી લેખણ પડીછે.' છોકરાને પૂછવું એમાં કેટલા શબ્દ છે? જવાબ દેશે ત્રણ, ૧ જાડી, ૨ લેખણ, ૩ પડીછે. એ વખતે જાડી લેખણ ત્યાં હાજર જોઈએ. તે છોકરા પાસે હાથમાં લેવડાવવી, પછી કહેવું 'પડીછે' તે શું હશે? છોકરા ગભરાશે, અથવા ગમે તેમ જવાબ દેશે. 'જાડી' લાવો કહેવું, તેવારે પણ તેમ થશે. પછી ત્રણ નામ લખવાં, જાણે પેન, કાંકરો, ખડીઓ. છોકરાને પૂછવું એમાં કેટલા બોલ છે? જવાબ ત્રણ. ઉપલામાં કેટલા છે? ત્રણ. એ ત્રણ લાવો, પેન આપો, કાંકરો આપો, ખડીઓ આપો. છોકરા ત્રણે આપશે ત્યારે ઉપલા વાક્યમાંના ત્રણ કેમ નથી આપતા? છોકરા ખરો જવાબ નહિ દઈ શકે. પણ ફકર નહિ, આપણી મતલબ એજ છે. શબ્દ શબ્દમાં ભેદ બતલાવવો હતો તે તેમણે જોયો. પછી કોઈ છોકરાનું નામ લખવું, જાણે જીવણ. પછી કહેવું જીવણ આપો. છોકરા કહેશે સાહેબ જીવણ તો આ છોકરાનું નામ છે. ત્યારે કોઈ બીજા છોકરા ભણી આંગળી કરી પૂછવું એનું નામ શું? તેનો જવાબ આપે એટલે ભીંત તરફ આંગળી કરી પૂછવું એનું નામ શું? એમ છાપરૂં, બારી, પાટીઉ, વગેરે દશ બાર જણસો

ભણી આંગળી બતાવી તેનાં નામ પૂછવાં પછી કહેવું, માણસ, જનાવર, ઝાડ વગેરેનાં પાંચ નામ સ્લેટ ઉપર લખો. તે લખી રહે એટલે દરેક જણ પાસે પોતપોતાનાં વંચાવવાં. એ થઈ રહ્યા પછી વખત રહે તો વધારે દાખલા માગવા. ત્યાર પછી કેટલાક દિવસ સૂધી એજ મનોયત્ન જારી રાખવો. મોઢે નામ પૂછવાં તથા વાંચવામાં આવે તે પણ પરખાવવાં. એ રીતે નામ ઓળખતાં આવડે એટલે વિશેષણ એજ પ્રમાણે સમજાવવાં. વ્યાકરણની ચોપડી હાથમાં લેવીજ નહિ, અને વ્યાકરણનું નામ લેવાની પણ કશી જરૂર નથી. ઉપર મુજબ કેટલાક બોલ કાળા પાટીઆ ઉપર લખવા, એવા કે તેમાં જુદાં જુદાં વિશેષણ આવે. જેમકે લીલું પાંદડું, પીળું પાંદડું. વળી કાળી પાઘડી, મોટો ખડીઓ, વગેરે નજરે દેખાડી શકાય તેવી વસ્તુનાં નામ તેના ગુણસહિત વાક્યમાં આવે. એમ અનુભવ ઉપરથી ગુણ બતાવનારા બોલને ઓળખી કહાડે ત્યારે કહેવું કે એને વિશેષણ કહેછે. એ શબ્દને જોડણી સહિત ગોખાવવો. એ બેમાં સમજ પડી કે નહિ તે જાણવા માટે કેટલાક દિવસ લગી વાંચન વગેરેના પાઠમાંથી નામ તથા વિશેષણ શોધાવવાં સર્વનામ અને ક્રિયાપદ પણ એમ યુક્તિથી શીખવવાં. અવ્યય સમજ્યા પહેલાં જાતિ વચન વિષે થોડી સમજણ પાડવી. ઝીણા અને વિશેષ ભેદ આ વખતે છોડી દેવા. માત્ર મોટી મોટી બાબત સમજાવવી. શબ્દના રૂપમાં ફેરફાર થયા છે એવું કાંઇક સમજાશે ત્યાર પછી જે શબ્દના રૂપમાં ફેરફાર થઈ શકતો નથી તે અવ્યય એમ સમજાવવું ઠીક પડશે. પછી પાછા ફરવું, ને નામ, વિશેષણ, સર્વનામ, ક્રિયાપદ, અને અવ્યય સંબંધી વ્યાકરણની ચોપડીમાં છે તે વિસ્તારથી એજ રીતે અર્થસહિત શીખવવું. એ વખતે છોકરાને વ્યાકરણની ચોપડી વેચાતી લેવાની ભલામણ કરવી, અને તેમાંના અનુક્રમે તે ચલાવવું. પણ તેની જોડે વાંચનની ચોપડીમાંથી પદચ્છેદ પૂછતાં રહેવું. પદચ્છેદ શીખવવાનો કાળ વાંચનથી જુદો રાખવો.

૩૪. વ્યાકરણની જોડે ગૂજરાતી ભાષામાં સમજ પાડતા જવું. વાક્ય ખોટાં લખાવવાં અને પછી તે શીખવેલા નિયમ પ્રમાણે સુધરાવવાં. ખોટાં વચન, જાતિ અને કાળમાં ભૂલ, સર્વનામ ખોટાં વગેરે અનેક રીતની ભૂલ તેઓ પકડી શકેછે કે નહિ એ જાણવાનાં મનોયત્ન

આપવાં. એથી ખરી ભાષા લખવાની ટેવ પડશે ને તે આગળ બહુ કામમાં આવશે. શુદ્ધ વાક્ય જોડતાં શીખવવું, અને વાક્ય જોડતાં આવડે એટલે વિષય લખતાં શીખવવું. ઉપલા વર્ગમાં આને માટે જુદો વખત રાખવો કે બની શકે તો વ્યાકરણના કાળમાંથી લેવો.

૩૫. **वाक्य जोडतां शीखववाना धारा.**—(૧) વ્યાકરણના નિયમોનાં ઉદાહરણવડે વાક્યરચનાનો આરંભ કરવો. વ્યાકરણમાં કાંઈ સમજણ પડવા માટે એટલે સહેલાં વાક્ય જોડાવવાનો આરંભ કરવો ને વ્યાકરણની જોડે જારી રાખવો.

(૨) જેમ લેખાંના દાખલા કરાવીને તે ઉપરથી લેખાની કુંચી કહડાવીએ છીએ, તેમ વાક્યો જોડાવીને તે ઉપરથી વાક્ય રચવાના નિયમો નિશાળીઆ પાસે કહડાવવા.

(૩) વાંચન વગેરેની ચોપડીઓના વાક્યની પૃથક્કૃતિ કરાવવી, અને તેમાંના શબ્દોના અનુક્રમ, અન્વય, સંબંધ, રૂપ, ને અધિકાર શીખવવા, અને શબ્દોની એક એકપર અસર થતી હોય તે બતાવવી. પછી તેવાં બીજાં ઉદાહરણ તેમની પાસે લખાવી મંગાવવાં.

(૪) એક કર્તા અને ક્રિયાપદના અકર્મક અને સકર્મક વાક્યો મૂળભેદમાં જોડતાં આવડે, અને કર્તા અને ક્રિયાનાથમાં સમજણ પડે એટલે મૂળભેદના વાક્યને શક્યભેદમાં મૂકતાં, એક પ્રયોગના બીજા પ્રયોગમાં રૂપાંતર કરતાં, તથા વધારો ઘટારો વગેરે ફેરફાર કરતાં શીખવવું.

(૫) સાદાં (એટલે એકાકી, અમિશ્ર, કે શુદ્ધ) વાક્યો બરાબર જોડતાં આવડ્યાકેડે મિશ્ર, સંયુક્ત, કે સાન્વય જોડતાં શીખવવાં, અને તેનાં મનોયત્ન ઘેરથી લખાવી મંગાવવાં, અને વાંચનની ચોપડીઓમાંથી જેમ પદચ્છેદ કરાવીએ છીએ તેમ તેઓમાંથી વાક્યોનાં રૂપ અને તેઓના ભાગોના સંબંધ પરખાવવા.

(૬) વાક્યોમાં વાપરવાનાં વિરામચિન્હોના અર્થ અને તેમનો ઉપયોગ કરતાં શીખવવું; વાંચનની ચોપડીઓમાંથી તેનાં ઉદાહરણ માગવાં, અને નિશાળીઆ વાક્ય જોડે તેમાં બરાબર વાપરેછે કે નહિ તે જોવું.

(૭) **निबंध लखतां शीखववानी रीत.**—વાક્યો જોડતાં અને વિરામચિન્હો વાપરતાં શીખ્યા પછી વિષયના સંબંધપૂર્વક, અને વિચારના ક્રમ બાંધી નિબંધ લખતાં શીખવવા. તેમાં પ્રથમ કોઈ ચોપડીમાંની

કહાણી કે વાર્તા વાંચી સંભળાવી ને લખાવવી. પછી કાગળ લખાવવા. આપણા લોકની કાગળ લખવાની રીત સરસ નથી. મોટાં મોટાં યોગ્ય કે અયોગ્ય વિશેષણો અને હકીકત કે વર્ણન કાંઈ નહિ કે જુજ લખવાનો ચાલ છે. અવલોકનશક્તિ જાણે જતી રહી હોય તેવું દીસે છે. જે બનાવ બને કે જોવામાં આવે તે વર્ણવતાં શીખવવું. લખાવળીમાં કાગળના ખોખાના નમૂના છે, કાગળ લખવાની રીત નથી. એ આવડવાને માટે સાદી અને સહેલી ભાષામાં જુએલાનું બ્યાન કરતાં શીખવવું. એ હેતુથી પ્રથમ સહેલા વિષયોપર લખાવવું. જેવાકે નિશાળના મકાનનું વર્ણન, ગામનું વર્ણન, ઝાડનાં વર્ણન, અને તેઓના ઉપયોગ, વાવવાની રીતો, જનાવરનાં વર્ણન અને ભેદ, છોકરાની રમતોનાં નામ, તેઓના ધારા અને તેઓ ઉપર વિચાર, તહેવારોનાં વર્ણન, તે વખતે લોક શું કરેછે વગેરે—જેમકે હોળી, દીવાળી, બળેવ, ઉત્તરાયણાદિ, ખેતીની તથા વેપારની જણસો વિષે, જેમકે રૂ, આફીણ, ધાતુ, કાપડ, ધાન્ય, મેળા, બજાર, દેવાલય, વગેરે નિશાળીઆના જોવામાં આવ્યાં હોય કે આવતાં હોય તેઓનાં બયાંન વગેરે લખતાં શીખવવાં.

સહેલાં વર્ણન કરતાં આવડે પછી રૂઢીઓ, નીતિ, ઇતિહાસ, અને વિદ્યાની બાબતોપર નિબંધ લખાવવા, જેવી કે સ્વચ્છતા, સત્ય, પરોપકાર, દયા, દુર્વ્યસન, સદાચરણ, ક્રોધ, શૌર્ય, અદેખાઇ, દ્વેષ, કુસંપ, લોભ, અહંકાર, સ્વાર્થ, સ્વદેશપ્રીતિ, રાજ્યરીતિ, રાજાઓનાં લક્ષણ, બાળલગ્ન, લોકનાં લક્ષણ, તેનાં ફળ, નાતની રીતો, ગ્રંથોના ગુણદોષ વગેરે.

(૮) નિશાળીઆનાં જ્ઞાન અને મનની શક્તિ તથા નિબંધ લખવામાં જેટલો વખત રોકવો તેના પ્રમાણમાં વિષય આપવો. પ્રથમ સહેલા ને પછી કઠણ; પહેલાં થોડી લીંટીઓ શુદ્ધ લખતાં આવડે કે પછી વિસ્તાર કરતાં શીખવવું. જે વિષયપર લખે તેની બાબતો પ્રથમ જુદી પાડી લખવાના આધારને માટે અનુક્રમણિકા કરાવવી, અને તે પ્રમાણે કલમો પડાવવી. અનુક્રમણિકામાં વિષય અને પેટા વિષયના નામ માત્ર આવે, અને તેઓનું વર્ણન વિસ્તારાદિ નિબંધ આપે. એક વારે લખાવ્યા તો બીજે વારે સુધારવા. શિક્ષકે પોતાના હાથમાં લઇ વાંચીને બધા પ્રકારની ભૂલો આખો વર્ગ સાંભળે અને સમજે તેમ સુધારવી. સુધારવાની ચતુરાઈ ઉપર ઘણો આધાર છે.

લખનારના ગુણદોષની અસરથી શુદ્ધ ભાષા, સારી ઈબારત, સદ્‌વિચાર વગેરે નિશાળિયા શીખેછે. જ્યાંસુધી ગુજરાતી ભાષાના શબ્દો મળે ત્યાંસુધી સંસ્કૃત કે ફારસી ઓછા વાપરવા, પણ તેજ શબ્દ વારે વારે આવતો હોય કે બીજા કારણસર યોગ્ય દીસે તો તેમનો ઉપયોગ કરવો. ઈબારતમાં રૂઢી ઉપર લક્ષ્ય રાખવું. ગુજરાતી ભાષાથી પૂરા વાકિફગાર નહિ એવા ગ્રંથકર્તાઓની ખોટી ઢબની નકલ ન કરવા દેવી.

૩૯. લખવું—મૂળાક્ષરની જોડે લખતાં શીખવવા માંડીએ છીએ. અક્ષરના નમૂનાને માટે કાપી બૂકો પ્રગટ કરી છે. એ નમૂના પ્રમાણે લખવું બાળકને સહેલ નથી. ઘણે અભ્યાસે શીખવનારની મદદથી આવેછે. નમૂનો સામે રાખી પહેલાં પાટી કે સ્લેટ ઉપર ખડી કે ચાકના પાણી અને કિત્તાથી લખાવવું. અક્ષર મોટા લખાવવા. નિશાળીઆ લખતા હોય તે વેળા કાળા પાટીઆપર લખી દેખાડવું. ચોપડીના પાઠ જરા ઝીણી લેખણે ઊતરાવવા ને તેને માટે લીટી દોરી આપવી ને શબ્દે શબ્દ ખરી જોડણીથી ને સરખા અંતરે છૂટા લખાવવા. તે વખતે પણ છોકરાંની કને જઈ સુધરાવવું. વયે મોટા થાય તેમ આંકણીથી દોરતાં, પછી આંકણી વગર દોરતાં, તથા લેખણ ઘડતાં શીખવવું. સારૂં લખતાં શીખવવામાં મહેનત છે. એ વખત બેશી રહેવાનો નથી. લખી રહ્યા પછી અક્ષર જોવા ને ભૂલો બતાવવી. વળી લખતા હોય તે વેળાએ પણ દરેકની પાસે જઈ સુધરાવવું. સ્લેટપર લખતાં હાથ કાંઈક ઠરે એટલે કાગળપર લખવાનો મહાવરો કરાવવો. પ્રથમ તો કિત્તા પ્રમાણે કિત્તાએ લખાવવું ને અક્ષર સુધરતા જાય તેમ કિત્તાને નાનો કરતા જવું. નમૂના જોડે સરખાવતાં શીખવવું, તેમાં ને નિશાળીઆના હરફનો ભેદ જણાવવો. ડિક્ટેશન, નોટબુકાદિ જ્યાં જ્યાં લખવાનું આવે ત્યાં સારા દસકત ને છૂટા છૂટા શબ્દ વાંચવા સહેલ પડે તેવા લખવાની ટેવ પાડવી. તેમજ ઉતાવળે, સફાઈથી, કાગળપર સાહીના ટપકાં કે ડાઘા પાડયાવિના, તથા આંગળાં સાહીથી ખરડયા વગર લખવાની ટેવ પાડવી. ખડીઆમાં કલમ કેટલી બોળવી તે દેખાડવું કે રૂશનાઈ છાંટવાની ટેવ ન પડે. લેખણ લાંબી રખાવવી અને તે સીધે આંગળે કેમ ઝાલવી તે શીખવવું. ટૂંકડા અક્ષર અને શબ્દેશબ્દના ભેદ જણાય નહિ એવું લખવા ન દેવું. સારા

મરોડદાર મધ્યમ કદના, સુઘડ, અને સ્પષ્ટ લખવાનો મહાવરો કરાવવો. ઘેરથી કાપી લખી લાવવાને ફરમાવવું, અને લખી લાવે તેની ખામી દર્શાવી બીજે દહાડે તેમ ન કરવાને ચેતવણી આપવી. લખાયલો અક્ષર ભૂશી કે ચહેરી નાંખવાની મના કરવી. તે રદ છે એમ જણાવવાને તે ઉપર માત્ર લીટી દોરવી.

૩૭. **જોડણી**—પહેલી ચોપડીના પહેલા પાઠથી દરેક શબ્દની ખરી જોડણી ગોખાવી મોઢે કરાવતાં જવું. હરેક પાઠ વાંચી રહ્યા પછી ચોપડી બંધ કરાવી તેમાંના દરેક બોલની જોડણી મોઢે પૂછવી, તથા કેટલીક કાળા પાટીઆપર કે સ્લેટ ઉપર લખાવવી. ચોપડીમાં જોયા વગર છૂટા શબ્દો લખવાનો મહાવરો થયા કેડે વાક્યો લખવાનો અભ્યાસ કરાવવો. જે પાઠ વાંચનવેળા શીખવ્યો તેના કઠણ ને નવા બોલની જોડણી તેજ કાળે પૂછવી, અને ડિક્ટેશનના વખતમાં તેમાંથી આખો લખાવવી. સ્પષ્ટ સંભળાય અને ન્હસ્વ, દીર્ઘ, જોડાક્ષર, વિરામચિન્હો, તથા અક્ષરભેદ સમજાય તેમ હળવે રહીને શિક્ષકે વાક્ય વાંચવાં ને તે નિશાળિયાએ ઊતારવાં. ડિક્ટેશન લખવાનો મહાવરો પ્રથમ સ્લેટ ઉપર કરાવવો ને પછી કાગળ ઉપર કરાવવો. દરેકનું લખાણ તપાસી ચૂક હોય તે સુધારવી. વખતે નિશાળિયા કને માંહોમાંહે સુધરાવવું. શિક્ષક બોલિબોલની જોડણી બોલે, ને તે પ્રમાણે જેનામાં ન હોય તેનામાં વાંચનાર નિશાળિયો છેકા કરે. પછી ભૂલ ગણી આંકડો લખે ને ભૂલ કરનારને બતાવે. વખતે છોકરા ચોપડીમાં જોઈ ડિક્ટેશન સુધારે ને શિક્ષક તેમના પર દેખરેખ રાખે. આ બંનેમાં નિશાળિયાની સાચવટ તથા ભૂલ પકડવાની સંભાળ ઉપર આધાર રાખવો પડેછે, માટે ચૂક પ્રમાણે નંબર ચડાવવા ઊતારવાનું હોય તો એમ બની શકે નહિ. માત્ર વાંચનના પાઠની જોડણી ખરી કરાવવાનો ઠરાવ રાખવો નહિ. હરેક બીજા પાઠમાં જેજે શબ્દો આવે તેની સાચી જોડણી પાઠે કરાવવી, અને નોટ, કાપી વગેરે હરકોઈ લખાણમાં ગફલતથી ખોટી જોડણી લખી હોય તે સુધારી ખરી જોડણી લખવાની ટેવ પાડવી.

૩૮. **સામાન્યજ્ઞાન**—આના પેટામાં વર્ગમાં ચાલતી ચોપડીઓમાં લખેલા વિષયો તથા તેમાં ન હોય એવા વિષયોનો સમાસ થાયછે. એને માટે વખતપત્રકમાં વખત રાખ્યો હોય તો તેનો ઉપયોગ સારો થઈ શકે

એ વિષે કથિતપાઠ નામે જુદી ચોપડી છે તેમાં એવું જ્ઞાન આપવાની રીત વિસ્તારથી લખી છે, તે પ્રમાણે વર્ત્તવું. આગળ જતાં પદાર્થવિજ્ઞાન, ખગોળ, રસાયનશાસ્ત્ર, વગેરે એજ રીતે શીખવવાં. સામાન્યજ્ઞાન શીખવવામાં ચાર વાતપર લક્ષ આપવું જોઈએ.

૧. એ શીખવવામાં બે મતલબ છે. (૧) બુદ્ધિ કેળવાય; (૨) ઘણી બાબતો છોકરાંના જાણવામાં આવે.

૨. નિશાળિયાને અવલોકન કરવાની ટેવ પડે.

૩. વહેવારમાં કામ આવે એવું જ્ઞાન મળે; પોતાના અને બીજાના ધંધાવિષેનું જ્ઞાન મળે.

૪. તેનો તેજ વિષય લાગલાગટ ન ચલાવતાં જુદી જુદી બાબત ચલાવવી.

૩૯. **शब्दनां मूळ**—એ ઉપયોગી અને મનોરંજક છે. જોડણી અને અર્થ એથી સારા આવડેછે, ને તેની જોડે બુદ્ધિને પણ કસરત મળેછે. પહેલાં તો બે અથવા વધારે આખા શબ્દો મળી જે શબ્દો થયા છે તેવા પાઠમાં આવે તેના ભેદ દેખાડવા—જેમ ઘરધણી, માબાપ, દુધપાક. પછી જેમ જેમ વાંચવામાં આવતા જાય તેમ એક અથવા વધારે વિશેષણો નામને જોડાઈને થતા હોય તેવા શબ્દો ઉપર તેમનું લક્ષ લગાડવું, જેમ સૂક્ષ્મદર્શક યંત્ર, બારીકબીન, પારદર્શક, દુરબીન. બપોર, પંજાબ, મહાદેવ, ચોપડી. ત્યાર પછી જે બોલમાં બે ભાગ છે પણ તેમાંનો એક જુદો પડેલો વપરાતો નથી, જેમ અજાણ્યો, અપમાન, કુકર્મ, અનુપ, મુખડું, લાડકડી. એમાં સમજણ પડે એટલે એક મૂળમાંથી જુદે જુદે રૂપે શબ્દો થયા હોય તે બતાવવા. કઈ ભાષાનાં એ મૂળ છે, એજ મૂળથી ઉત્પન્ન થયેલા શબ્દો કઈ કઇ ભાષામાં છે, કઈ ભાષાઓ વચ્ચે સંબંધ છે, વગેરે છોકરાની ગ્રહણ કરવાની શકિત પ્રમાણે જ્ઞાન આપવું.

૪૦. **गुजराती कविता**—છોકરા નિશાળમાં આવે ત્યારપછી તેમને ભણવાની ચોપડાઓમાંથી સહેલી કવિતા પાઠે કરાવવી, ને બને તેમ તેનાં માયના પણ સમજાવવા. એમ પાઠે કરાવવામાં ઉતાવળ ન કરતાં શુદ્ધ ઉચ્ચાર, અને તેના રાગ અથવા ઢાળ ઉપર લક્ષ આપવું. ચોથી ચોપડીથી અન્વય કરવાનો મહાવરો પાડવો. પાંચમી ચોપડીમાં કવિતાના

નિયમનો પાઠ છે. તે શીખે ત્યાર પછી જે જે છંદ આવે તેનાં લક્ષણ, રાગ, વગેરે પાકાં શીખવવાં. તાળ અને રાગ બેમાં વંચાવવું. કવિતા શીખવવાનું કામ સારૂં ચાલવું જોઈએ. એની શીખામણ, એના રસ અને અલંકાર, તેમનો મુકાબલો વગેરેથી બુદ્ધિવાન અને હોંસીલા મહેતાજી છોકરાના મનને મસ કેળવી શકે ને જ્ઞાન આપી શકે. હોપફ્રત સાત ચોપડીઓમાં કેટલીક કવિતા પરમેશ્વરની સ્તુતિપ્રાર્થનાની છે તેમાંની પ્રતિદિવસ આરંભે ને અંતે બધા કને ગંભીરતાથી જોડે બોલાવવી.

---

# प्रकरण ३ जुं.

## शरीरनी केळवणी.

४१. **छोकरानी तंदुरस्ती तथा अंगकसरत उपर हमेश ध्यान आपवुं.**—છોકરા નાનપણમાં અને મોટા થયા પછી આરોગ્ય અને જબરા રહે એ પણ કેળવણીનો હેતુ છે. એ હેતુ પાર પાડવાને તેમની કાયા ઉપર પણ લક્ષ આપવાની જરૂર છે. નીતિની મર્યાદામાં રહી તેઓ પોતાના ધર્મ રૂડી રીતે બજાવી શકે તેમ બાળકને ઉછેરવાનો પ્રયત્ન હરેક માણસે કરવો જોઈએ. નરનારીનાં તન અને મન યોગ્ય અવસ્થામાં હોવાં જોઈએ. સ્વાભાવિક નિયમ પ્રમાણે કેળવવાથી બંને એ યોગ્યતા પામી શકે.

૪૨. અંગને ઉછેરવામાં ઝાઝી ચતુરાઈનો ખપ નથી. વસ્ત્રાદિ વડે ઘટતું રક્ષણ થાય, અન્નાદિથી પોષાય, અને રમતાદિથી શ્રમ પામવામાં અટકાવ ન થાય, સ્વચ્છ હવા અને સ્વચ્છ પાણી વિગરે તંદુરસ્તીના સાધન મળે તો શરીર પોતાના સ્વભાવે કરીને વધેછે, અને પુષ્ટ થાયછે. પુત્રપુત્રીના વડીલોએ અને શિક્ષકોએ આ નિયમો ધ્યાનમાં રાખવા. જેમ ઉમર નાની તેમ મનની મહેનત ઓછી આપવી. જેમ બાળક તેમ રમવાનો વખત વધારે રાખવો. એકલી બુદ્ધિને કસરત આપવાથી અંગ જબરૂં થતું નથી, ને હાનિ પામેછે. નબળા પુરૂષમાં હિમ્મત ન હોય, ને નબળી સ્ત્રીની સંતતિ નબળી થાયછે.

ધ્યાનમાં રાખવું કે દેશનાં માણસ જબરાં, પરાક્રમી, અને હિમ્મતવાન હોવાની જરૂર છે માટે કિશોર વયમાં અને જુવાનીમાં અંગ મજબૂત અને મન હિમ્મતવાન થાય તેવી કસરત જારી રાખવાનો ને બાળપણમાં લગ્ન ન કરવાનો બોધ કરવો. નિશાળને લગતી કસરતશાળા હોય તો ઠીક. કન્યાશાળામાં પણ રમવાની જગા જોઈએ. મગદળ, દંડ કરવાનાં પાવડાં, નિખાલસ, મલખમ, પાટીયું ને નીસરણી, નિશાન મારવાને ધારદાર ભાલોડાં વગરનાં તીર વગેરે મહેનતની જોડે ગમત આપે એવો સામાન રાખી મોટી ઉમરના છોકરાને અંગકસરતો શીખવવી. તેમના હાથ પગ વગેરેને ઇજા ન પહોંચે એવી સંભાળ રાખવી. ભણવાની જોડે ખેલવું રાખવાથી નિશાળપર પ્રેમ વધશે.

૪૩. નિશાળમાં કે નિશાળની પડોશમાં કચરો, ગંદવાડ, ભેજ, અને દુર્ગંધ ન હોવાં જોઈએ. એ રોગ ઉત્પન્ન કરનાર મોટી ઉપાધિઓ છે; અસુધરેલપણાનાં ચિન્હો છે. વળી જ્યાં માંકણ, ચાંચણ, મચ્છરાદિ નિશાળીઆને સતાવેછે, ત્યાં તેમનું લક્ષ પાઠમાં રહેતું નથી. દેહના બીજા નિયમો પણ નજરમાં રાખવાના છે. બાળક ઘણીવાર એકને એક ઠેકાણે બેસવાથી અકળાય છે; તેઓ આળસ અને બગાસાં ખાયછે, વાસ્તે દોઢ બે કલાકને અંતરે તેમને નિશાળમાં એક સ્થળેથી ઊઠાડી બીજે ઠામે બેસાડવા. બેસતી વખતે અને જરૂર જણાય તો હરપાઠને આરંભે ઊઠાડી હાથ ઊંચા નીચા ને લાંબા કરાવવા, અદબ કરાવવી, જમણા, સીધા, ને ડાબા ફેરવવા. જોડે ઊઠે ને જોડે બેસે એમ કરવું. એથી તેમનાં અંગ છૂટાં પડેછે. અને તેમને રમુજ પડેછે. કસરતશાળામાં પણ ટૂકડીઓમાં ગોઠવી હારબંદ ચલાવવાથી ને જોડે દોડાવ્યાથી તેમને ગમત થાયછે. આ યુક્તિથી ગરબડ મટેછે, તથા હુકમ ઝટ માનવાનો મહાવરો થાયછે. એમ કરવામાં કાંઈ ખોટું નથી. આરોગ્ય રહેવાનું એક મોટું સાધન સ્વચ્છતા છે, માટે શરીર, વાળ, વસ્ત્ર, ઘર, આંગણું, રસ્તા, વગેરે સ્વચ્છ રાખવાનો પ્રસંગોપાત બોધ કરવો.

૪૪. રમતમાં અનીતિ ન શીખે એવો બંદોબસ્ત રાખવો. ગાળાગાળી ન કરે, લડે નહિ, ને એક એક જોડે સ્નેહથી વર્ત્તે એમ કરવું. રમતમાં પણ નીતિની અને બુદ્ધિની કેળવણી મળે એવી યુક્તિઓ

કરવી. નિશાળની બહાર એટલે હરકોઈ ઠેકાણે, રજાને દિવસે, કે નિશાળેથી છૂટચા પછી, ખોટી રીતે વર્ત્તતા જણાય તો અટકાવ કરવો. કોઈવાર રજાને દહાડે બહાર લઈજઈ રમાડવા.

# प्रकरण ४ थुं.

## नीतिनी केळवणी.

૪૫. શારીરકેળવણીની જોડે નીતિની કેળવણી ન હોય તો માણસ વાઘ, રીંછ, વાનરાદિ પશુસમાન નીવડે; ભણતર જોડે જેનામાં સુનીતિ નથી તે રાક્ષસ છે. વિદ્યા સદ્ગુણની સંગાથે ન આવતાં એકલી આવે તો વિનાશકારી થાય. માટે બુદ્ધિની કેળવણીની સંગાથે સદાચરણ શીખવવાં. સુનીતિની કેળવણીનો આરંભ બાલ્યાવસ્થાથી થવો જોઇએ. માબાપ વગેરે વડીલોએ બાળકમાં ઈશ્વરભક્તિ, સત્ય, નિષ્કપટ, સ્વદેશપ્રીતિ, ઉદારતા, દયા, હિમ્મત, ક્ષમાદિક સદ્ગુણો આવે એવું ઉત્તેજન આપવું, તથા તન અને વસ્ત્રની નિર્મળતા રાખતાં, પોતાના આચરણથી, ને બાળકને તેમ કરવાની ફરજ પાડી, શીખવવું. પોતાની પાસે વયપ્રમાણે થોડી કે વધારેવાર ભક્તિ કરવા બાળકને બેસાડવું, સામું બોલવાની ટેવ ન પાડવી, પારકી વસ્તુ લે તો પાછી અપાવવી, ને ધાક બતાવવી કે ફરી તેમ કરે નહિ. ખાવાનું હાથમાં હોય તો બીજા છોકરા પાસે હોય તેમને તેમાંથી અપાવવું; અપંગ ભીખારી માગવા આવે તો ઘરમાંથી દાણા કે પૈસા લઈ બાળકને હાથે બીચારા ગરીબને અપાવવા, બીજાં છૈયાંનો વાંક માફ કરાવવો, ભૂંડું બોલવા ન દેવું, ગાળો ન દેવા દેવી. એમ પ્રસંગોપાત કરાવેથી સદાચરણની ટેવ પડશે. સુનીતિ શીખવવાનો એમ માબાપે આરંભ કરેલો પ્રયત્ન શિક્ષકે જારી રાખવો.

૪૬. નિશાળમાં બાળકને ભણવા બેસાડે ત્યારથી શિક્ષકે આ બાબતપર ખૂબ લક્ષ આપવું. નિત્ય નિશાળનું કામ ચલાવતી વેળા પ્રથમ "ઓ ઈશ્વર, તું એક છે, સરજ્યો તેં સંસાર" એ અથવા હોપકૃત વાંચનમાળામાંથી બીજી ઈશ્વરસ્તવનની કવિતા, બધા નિ-

શાળીઆને જોડે ઊભા રાખી ગંભીરપણે બોલાવવી. પછી પોતપોતાના વર્ગમાં મોકલવા. વાંચનની ચોપડીઓમાં સુનીતિવિષે ઘણા પાઠ છે તે શીખવતી વેળા વિસ્તારથી સમજણ પાડવી. બાળકથી સમજાય તેવીજ શીખામણ દેવી, ને ઉદાહરણ પણ તેવાંજ લેવાં. કેટલીક નીતિ એવી છે કે મોટી ઉમરના સ્ત્રીપુરૂષનેજ સમજાવી શકાય. બાળકની આગળ તેસંબંધી બોલવું નહિ. ઈતિહાસમાં પણ ઝાઝી શીખામણ મળેછે માટે પ્રસંગોપાત એ પાઠોવડે પણ બોધ કરવો. વળી અનેક પ્રકારની ફર્યાદ ચૂકવવાનું કામ મહેતાજીને કરવું પડેછે. નીતિ સમજાવવાના એ પણ સારા પ્રસંગ છે. મોટી ઉમરના નિશાળીઆને વખતે નિશાળમાં કે નિશાળના સમય પછી ઉપદેશ કરવો. નિશાળીઆ રમતા હોય તેવારે જૂઠું કે ભૂંડું બોલે નહિ, ગાળાગાળી ને મારામારી ન કરે એવો બંદોબસ્ત રાખવો. રમતનું ઠેકાણું પણ સુનીતિ શીખવવાનું સ્થળ છે. સદ્ગુણનો પ્રસાર કરવો એ નિશાળો સ્થાપવાનો મોટો હેતુ છે. સુનીતિના બોધની અસર એવી થવી જોઈએ કે નિશાળ છોડ્યા પછી પણ અનીતિનાં પુસ્તકો વાંચવાપર કંટાળો રહે. હોળીની ભૂંડી ને ગંદી રમતો અને ભાંડ વચનોનો નિશાળમાં ભણેલા છોકરા ધિક્કાર કરે, અને છોડીઓ લગ્નનાં ફટાણાનાં ગીત, મન બગાડી શીળ વ્રતને લાંછન લગાડે તેવા ગરબા ને ગીતો ગાય નહિ, ને પરસ્પર નઠારી વાતો ન કરે તથા સંસારમાં સર્વ જોડે રૂડી રીતે વર્ત્તે. દેશમાં ઉદ્યમ વધે અને ગુનાહ ઓછા થાય એ કેળવણીનો પરિણામ હોવો જોઈએ.

---

# प्रकरण ९ मुं.

## शिक्षकनां लक्षण.

४७. શિક્ષક સદાચરણી હોય તો નિશાળીઆ સુનીતિવાન થાય. મોઢે કહેવાની અસરથી કરી દેખાડવાની અસર વધારે છે. બાળક, જુવાન અને વૃદ્ધ દેખાદેખી ઘણું શીખેછે. માટે સુનીતિ શીખવી શકવા સારૂ મહેતાજી

સદ્ગુણી હોવા જોઈએ. ઊગતી પ્રજાને ત્રણ પ્રકારની કેળવણી આપવાની છે. પરંતુ મનમાં સુનીતિનો પાયો નાંખવાનું કઠણ કામ એ ત્રણમાં મુખ્ય છે. મહેતાજીનું વાસ્તવિક માન એમાં છે. નિશાળીઆને સદ્ગુણી કરે તેજ શિક્ષક ગુરૂપદવીને યોગ્ય છે. એવા ગુરૂ માન અને કીર્તિ પામે છે. નિશાળખાતાના ઉપશિક્ષકથી તે મોટા ઉપરી સુધી સર્વે સુલક્ષણા હોય તોજ દેશમાં સુનીતિ પ્રસરે ને સરકારની મોટી મતલબ પાર પડે. આપણું કામ નિશાળીઆને લક્ષણવંતા કરવાનું છે, માટે આપણામાં સારાં લક્ષણ હોવાં જોઈએ. જેવું ગુરૂને કરતાં દેખે કે જાણે તેવું શિષ્યો કરેછે, (ગુરૂવર્ગમાં ગુરૂના ઉપરી પણ ખરા) માટે આપણામાં દુરાચરણ પણ ન હોવાં જોઈએ.

૪૮. સુનીતિવાન શિક્ષકને પોતાના કામમાં યશ મેળવવાને કેટલાક વિશેષ ગુણની ગરજ છેઃ १ विद्या, २ अनुभव, ३ चतुराई, ४ उमंग, ५ न्याय, ६ दृढता, એ છ તો અવશ્ય જોઇએ.

૧. જે શિક્ષક થાય તેને શીખવવાના વિષય આવડવા જોઇએ. પોતાની પાસે હોય તો બીજાને આપી શકે. જેટલું શીખવવાનું હોય તેથી શિક્ષકને વધારે આવડવું જોઇએ. જેમ ગુરૂમાં વિદ્યા વધારે તેમ તેનું વજન જાસ્તી, તેની પ્રતિષ્ઠા વધારે, અને નિશાળીઆનો તથા લોકનો ભરોસો તેના ઉપર વધારે. મહેતાજીએ પોતાના જ્ઞાનમાં વધારો કરવાને ગ્રંથો વગેરે હમેશા વાંચતાં રહેવું ને પોતાનો અભ્યાસ જારી રાખવો. હું ભણી રહ્યો એવું કદી ધારવું નહિ, કેમકે વિદ્યાનો પાર નથી. તથાપિ એટલું ધ્યાનમાં રાખવું કે નિશાળના કામને ઉપયોગી હોય તેનો અભ્યાસ વધારે કરવો. જે નિશાળીઆને કામ ન આવે તેમાં ઝાઝું રોકાવવું નહિ. એનું દેખી નિશાળીઆ પણ નિશાળેથી ઉઠયા પછી પુસ્તકો વાંચવાં જારી રાખશે. નિશાળેથી ઊઠી ગયા પછી તેઓમાં ગ્રંથો વાંચવાનો, અવલોકન કરવાનો, સ્વતંત્ર વિચાર કરવાનો અને થોડોક વધારે અભ્યાસ કરવાનો શોક રહે તોજ તેઓ કાંઈ કેળવણી પામ્યાં એમ જાણવું.

૨. પોતાને આવડતું હોય, તથાપિ તે બીજાને શીખવી શકે નહિ એવા માણસ ઘણીવાર જોવામાં આવેછે. તેમાં બાળકને શીખવવાનું કામ અઘરૂં છે. એમાં ઘણી યુક્તિઓનો ખપ છે. કોઇક માણસમાં ભણાવ-

વાની કળા સ્વભાવથી હોયછે, તેમને જાણે કેળવણી આપવાનેજ સરજાવેલા હોયછે, પરંતુ ઘણા ખરાને એ કળા શીખવી પડેછે. નિયમપૂર્વક અનુભવ કર્યાથી એ કળા આવડે. શિક્ષક થયાની પૂર્વે કેળવણી આપવાના નિયમનો અભ્યાસ કરી તે પ્રમાણે અનુભવ કરવો. અનુભવી જ્ઞાન તેજ પાકું જ્ઞાન. જેમ બીજા ધંધા શીખવાની જરૂર છે તેમજ શિક્ષકનો ધંધો શીખવાની જરૂર છે. એ શીખ્યા પછી અનુભવ થાય છે ત્યારે શીખેલા નિયમોનો ઉપયોગ બરોબર આવડેછે.

૩. વિદ્યાગુરૂના કામનો અનુભવ મેળવવામાં, અને પછી તેનો ઉપયોગ કરવામાં ચતુરાઈ જોઇએ. મૂળતત્વોનું જ્ઞાન થયા પછી તેને કામે લગાડવાના કેટલાક સાધારણ ધારા થઇ શકેછે, પરંતુ નિશાળમાં બનતા સઘળા પ્રસંગને લાગુ પડી શકે એવા નિયમો રચવા અશક્ય છે. ચતુર મહેતાજી હોય તેજ અણધારી અડચણોને જીતી શકેછે. નિશાળ ચલાવવામાં, ગામના લોક જોડે વર્તવામાં*, પાઠ શીખવવામાં, નિશાળીઆની જિજ્ઞાસાને ઉત્તેજન આપવામાં, ઉપરીને પ્રસન્ન રાખવા વગેરે ઘણી બાબતોમાં યુક્તિનો ને ડહાપણનો બહુ ખપ છે.

---

* "ગામમાં યોગ્ય રીતે ન વર્તવાથી કેટલાક મહેતાજીની ખરાબી થઇછે માટે નીચેપ્રમાણે વિસ્તારથી લખવાની જરૂર છેઃ—

હાલમાં સરકારી નિશાળોના કેટલાક અણસમજુ મહેતાજીઓ એમ જાણેછે કે અમે સરકારના એક અધિકારી છીએ. આ ખોટું ગુમાન મનમાં રાખી તેઓ ગામલોકોસાથે રોબથી વર્ત્તેછે. એમ ન કરવું જોઈએ. દરેક ગામના લોકે એમ સમજવું જોઈએ કે મહેતાજી અમારા છોકરાઓનું ભલું કરનાર અને તેઓને સદ્‌ગુણી તથા બુદ્ધિમાન્ કરનાર છે. એમ તેઓ સમજે એવી મહેતાજીએ વર્તણુક ચલાવવી. વળી ગામના લોકોની અંદરખાનેની સંસારી તકરારોમાં કે કજીઆમાં કે કોઈ પક્ષમાં મહેતાજીએ કદી ચિત્ત ઘાલવું નહિ. તેણે સૌને સરખા ગણવા. સૌના મિત્ર થઈ રહેવું. નમ્ર તથા મિલનસાર સ્વભાવથી સૌ લોકસાથે વર્ત્તવું. છોકરાંઓનાં માબાપ પોતાનાં છોકરાંઓના અભ્યાસ બાબત કે તેમના આડા સ્વભાવ બાબત મહેતાજીને સૂચના દેવા કે ઠપકો દેવા આવે તો તેમના ઉપર તેમણે ગુસ્સે થઈ તેમને તુચ્છકારી કાઢવાં નહિ, પણ મીઠા વચનથી તેઓના મનનું સમાધાન કરવું. વળી મહેતાજીએ આ વાત હમેશા યાદ રાખવી કે તેને સરકારે ગામના લોકોનાં છોકરાંઓને કેળવણી આપવા નોકર રાખેલા છે, એટલે સીધી રીતે જોતાં તે સરકારના નોકર તો છેજ, પણ આડકતરી રીતે વિચાર કરીએ તો તે બધા ગામના

૪. જે કામમાં મન લાગે તેજ કામ સારૂં થાય. જે કામ માણસ ઉલટથી કરે તે કામ તે પાર પડે. હોંસથી મંડયા રહી કામ કરીએ તો નક્કી જસ મળે. કેટલાક કામ તો એવાં છે કે તે કરવામાં જેમ વધારે ઉમંગ તેમ વધારે ફતેહ. કેળવણી આપનાર ગુરૂનું કામ આ પ્રકારનું છે. જે કામપર પ્રેમ નથી તે કામ ઉમંગથી થાય નહિ. જેને ગુરૂધર્મ ગમેછે, જેને ગુરૂધર્મ વહાલો છે, જેને ગુરૂધર્મ પ્રતિષ્ઠિત અને સંસારને અતિ ઉપયોગી લાગે તેને ધન્ય છે. એવો પુરૂષ ને એવી સ્ત્રી શિક્ષક થવાને યોગ્ય છે. એવા શિક્ષક બાળક નિશાળીઆનાં અને મોટા વિદ્યાર્થીઓનાં મનપર પોતાના સદ્વિચારની ન ભુસાય તેવી છાપ મારેછે, અને તેમને વિદ્યા સંપાદન કરવાનો માર્ગ દેખાડેછે. શિક્ષકના કામને માનીતું ગણી જે આતુરતાથી વર્ત્તેછે તે વિદ્યા, ઉદ્યોગ, અને સુનીતિનો બહોળો પ્રસાર કરેછે. તે પોતાના દેશને સુખી કરેછે. શિક્ષકનો ઉમંગ નિશાળીઆમાં આવેછે અને તેમાંના કેટલાં મોટપણે હોંસીલા દેશહિતકારી સજ્જન નિવડેછે.

આપણામાં કહેવત છે કે 'રડતો જાય તે મુઆની ખબર લાવે.' તેમ જે મહેતાજી કે શિક્ષકમાં ઉમંગ નથી, જે પેટ ભરવાને અર્થે વેઠ ગણી નાખુશીથી છોકરાં ભણાવવાનું કામ કરેછે તે થોડોજ ફાયદો કરી શકેછે. જેને મહેતાજીની પદવી નીચ લાગે, જે કંટાળાથી માત્ર પગારને માટે શિક્ષકનું કામ કરે તે કઠાવટે ભણાવી શકે, પણ કેળવણી નહિ આપી શકે. ગામઠી નિશાળના મહેતાજી દુર્દશામાં હોવાથી મહેતાજીના કામનું માન ઘટી ગયું છે. પણ એ ગયેલી આબરૂ પાછી આણી શકાય. સારા મહેતાજીને માન પામતા આપણે જોઇએ છીએ. માન પામવાના હેતુપર નજર ન રાખતાં પોતાનો ધર્મ જાણી કામ કરવું. એમ વર્ત્તનારની પાછળ માન દોડેછે. મોટાઇની કલ્પના તજી નમ્રતાથી ચાલવું એ સારા

---

લોકોના પણ નોકર છે. એટલા માટે તેણે ફકત સરકારની મરજી સાચવી લોકોને નાખુશ કરવા નહિ જોઈએ. પણ લોકો અને સરકાર એ બંને ખુશી રહે તે પ્રમાણે તેણે ચાલવું. જે ગામમાં તે નોકર છે તે ગામના બધા લોકો સુધરે, સમજુ થાય, અને માબાપો પોતાનાં છોકરાંને કેળવણી આપવાથી થતા લાભથી જાણીતાં થાય તો તેણે સરકારની અને પોતાના દેશની સેવા બજાવી કહેવાશે." રા. સા. મોતીરામ રાજારામ ડે. એ. ઈન્સ્પેકટર.

માણસને લાયક છે. રોજગાર કરવામાં ઇજ્જત સ્વભાવથી રહીછે, પરંતુ અમુક રોજગાર પસંદ ન પડે તો પ્રામાણિક માણસને ઘટેછે કે તે છોડી દેવો. અરૂચિથી કામ કરે બીગાડ થાય. બીજો ન મળતો હોય, ને એથીજ આપણો નિર્વાહ ચાલે તો એને આપણું ભલું કરનાર સમજી એની જોડે પ્રીતિ કરવી. જેને ભણાવવામાં, પાઠ આપવામાં, ને બોધ કરવામાં આનંદ લાગે, જે ઉપરની બીકથી કામ કરતો નથી પણ પરમેશ્વરના ભયથી, અને પોતાનો ધર્મ જાણી પ્રામાણિકપણે ને ઉત્સાહથી નિશાળમાં વર્ત્તેછે તે ખરો મહેતાજી; તેજ સાચો ગુરૂ.

૫. સુનીતિના પેટામાં ન્યાય આવેછે, તથાપિ એવિષે થોડી વિશેષ સૂચના કરવાની જરૂર છે. જેમ રાજા ન્યાયથી પંકાય છે અને પ્રજાને વહાલો લાગેછે, તેમ કેળવણી આપનારા ન્યાયી હોય, નિષ્પક્ષપાતી, અને સાચા હોય, તોજ તેમના હાથનીચે ચાલતી કેળવણીનાં પરિણામ સારાં થાય. શિક્ષા કરવામાં, ઈનામ આપવામાં, નંબર ચડાવવા ઊતારવામાં, માનિટરાદિની જગા અપાવવા વગેરેમાં નિશાળીઆ જોડે વર્ત્તવામાં ન્યાયની મોટી જરૂર છે. ગુરૂ પિતાને ઠેકાણે છે માટે તેણે બધા નિશાળીઆને સરખા ગણી સર્વ ઉપર સમાન ભાવ રાખવો. બાપની પેઠે નિશાળીઆ ઉપર હેત રાખવું, અને તેમનાં માબાપ વગેરે ગામના લોકને મિત્ર ગણી તેમના ઉપર માયા રાખવી. નિશાળખાતાના નોકરોએ પોતાને હાકેમ વર્ગ ન ગણતાં ગુરૂવર્ગમાં ગણાવવું. ગર્વ અને મોટાઈ તજી યોગ્ય નમ્રતાથી વર્ત્તવું. સભ્યતા અને હલકાઈમાં મોટો ભેદ છે. સભ્યતા છાજે, હલકાઈ ન જોઇએ. ઉદારવૃત્તિના ગુરૂ લોકને સંતોષી વગર માગે માન પામેછે.

૬. નિશાળમાં અમલ કરનાર મહેતાજી છે માટે તેનામાં અમલ ચલાવવાની ચતુરાઈ હોવી જોઇએ. આ ચતુરાઈ કોઈમાં સ્વભાવથી હોયછે, ને કોઈમાં હોતી નથી. જેઓમાં એ શક્તિ નથી તેઓ બીજાના અનુચર થાયછે. બીજાના કહ્યાપ્રમાણે કરવું, પોતાની બુદ્ધિ વાપરવી નહિ, ને પરાધીન રહેવું તેમને ગમેછે. એવા નબળા મનના શિક્ષકને નિશાળીઆ બદતા નથી, ને તેઓ પંડે ભણેલા છતાં નિશાળીઆને વશ રાખી શકતા નથી, તેથી, ભણાવી શકતા નથી. મહેતાજી થનારમાં આ ગુણની જરૂર છે. જેનામાં એ ન હોય તે અભ્યાસથી

કામ ચલાવવા જોગ પ્રાપ્ત કરી શકે. અમલ ચલાવી શકવાંમાં દૃઢતાનો બહુ ખપ છે. જે મહેતાજીનું મન દૃઢ નથી તેનાથી નિશાળ બરોબર ચલાવાતી નથી. અમલ કરવાની શક્તિ અને દૃઢતા એ બે કેટલેક દરજે એકરૂપ છે. જે શિક્ષકમાં એ લક્ષણ નથી તેણે તે મેળવવાનો પ્રયત્ન કરવો. અસ્થિર મનના માણસે પોતાનું મન સ્થિર કરવાનો, ધારેલો મનસુબો પાર પાડવાનો, કહેલી આજ્ઞાને અમલમાં લાવવાનો, નિશ્ચય કરવો; ને તે પ્રમાણે વર્તવું. જે ઠરાવ કર્યો તેને વળગી રહેવું. આ સંબંધી ત્રણ ઉત્તમ નિયમ ફાઉલરકૃત શિક્ષાપદ્ધતિમાં છે તે સદા ધ્યાનમાં રાખવા.

**૪૯. ૧. आज्ञा दीधानी पुर्वे सारी पेठे विचार करवो, पण एकवार आज्ञा करी तो पछी ते पळाववीज जोईए.**

**२. जे हूकम पळाववानो निश्चय न कर्यो होय ते करी करवो नहि.**

**३. जे हूकम कर्यो होय ते तमारे पंडे करी भूलवो नहि.**

૫૦. મહેતાજીએ નિશાળના હરકોઈ વિદ્યાર્થીને જે આજ્ઞા કરી, અથવા શિક્ષકે પોતાના વર્ગમાં ભણનારને જે હૂકમ દીધો, તે તૂર્ત તેની પાસે પળાવવો. તેવિષે ચર્ચા કરવાનો અધિકાર નિશાળિયાને નથી. વાદવિવાદ કરવા કે સામું બોલવા દેવા નહિ. મહેતાજી, માબાપ કે વડીલ પોતાની આજ્ઞાભંગ થવા દે તો પરિણામ માઠાં થાય. એમના હાથનીચે કેળવાતાં અને ઊછરતાં બાળક આડાઈ કરેછે ને વંઠેછે. હલકી બાબતોમાં પણ ગુરૂ કે વડીલે કહ્યું તેજ થાય, છોકરાંની હઠ ન ચાલે; નાની આજ્ઞાનું અપમાન થવા દીધું તો છોકરાં મોટા હૂકમને ગણકારશે નહિ. ગુરૂ કહે તે તૂર્ત થવુંજ જોઈએ. ઉદાહરણ—ચોપડી બંધ કરો, કે સ્લેટ મૂકીદો, કે છાના રહો એમ કહ્યું તો તેમ નિશાળીઆ તુર્ત કરે એવી ટેવ પાડવી. આજ્ઞા કરવામાં ડહાપણ વાપરવું.

## प्रकरण ६ ठुं.

### निशाळनो वहीवट.

૫૧. **वर्गनी गोठवण**—ભણાવવાનાં ધોરણ ઠર્યાથી, તથા પરીક્ષા લેનાર ઉપરી જેમને ઉપલા ધોરણમાં લેવાની રજા આપે તેમનેજ લેવાનો

ધારો થવાથી વર્ગ ગોઠવવાસંબંધી જોખમ અને શ્રમ મહેતાજીને શિર રહ્યાં નથી. ધોરણો પ્રમાણે વર્ગ કરવા ને તે વર્ગોમાં ટૂકડી પાડવી નહિ. જેટલાં ધોરણ તેટલા વર્ગ રાખવા. માત્ર પહેલા ધોરણના વર્ગમાં અડચણ પડશે, કેમકે તેમાં નવા નિશાળીઆ અનિયમિત વખતે દાખલ થાયછે. મુકરર વખતે નવા નિશાળીઆ દાખલ કરવામાં આવે તો આ હરકત મટે, પણ હાલ તેમ થઈ શકે તેવું નથી. નવા દાખલ થનારા નિશાળીઆ ગામડી નિશાળમાં ભણેલા હોય તો તેમને પહેલા ધોરણમાં બેસાડવાની જરૂર નથી. તેમની આવડત પ્રમાણે ઉપલા ધોરણમાં બેસાડવા. બધા આંક, લેખાં, અને નામાં લખતાં શીખ્યા હોય તો ચોથી ચોપડીમાં કે પાંચમીમાં બેસાડી શકાય. એથી ઓછું હોય તો ત્રીજીમાં. એમ નવા નિશાળીઆની યોગ્યતા પ્રમાણે ઉપલા કે નીચલા વર્ગમાં દાખલ કરવા. છેલ્લી પદવીની ઘણીક નિશાળોમાં દરેક વર્ગને માટે જુદો શિક્ષક હોતો નથી. એવી નિશાળોમાં માત્ર ત્રણ ધોરણ સુધી શીખવવું, અને ત્રણ વર્ગ કરવા. એમાંના દરેક વર્ગને વારા ફરતી મહેતાજીએ કેમ ભણાવવો તે વખતપત્રકના નમૂનામાં દેખાડ્યું છે.

૫૨. अभ्यासपत्रक—હરેક ધોરણમાં કેટલું શીખવવું તે મુકરર કરેલું હોયછે. નવા વરસના આરંભમાં, એટલે વાર્ષિકપરીક્ષા થઈ ગયાપછી, દરેક વર્ગનું નવું વખતપત્રક બનાવતી વેળા તેને શીખવવાના ધોરણમાંનો કેટલો ભાગ પહેલા ત્રણ માસમાં ચલાવવો તેનો શુમાર બાંધી કાગળ ઉપર તે લખવો, અને તે ઉપરથી વખતની વહેચણ કરવી. ઉદાહરણ.—

## અભ્યાસપત્રક. વર્ગ ૧ લો.

### ડિસેમ્બર ૧૮૭૬ થી ફેબ્રુઆરી ૧૮૭૭ સૂધી.

| વિષય. | અઠવાડીઆંના કલાક. |
|---|---|
| છઠ્ઠી ચોપડી ૧ થી ૭૦ પાઠ સૂધી... ... ... ... ... ... ... | ૬ |
| જોડણી ... ... ... ... ... ... ... ... ... ... ... | ૩ |
| લેખાં, વ્યાજ, નામું ... ... ... ... ... ... ... ... | ૩ |
| અક્ષર ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૩ |
| આગળના પાનાપર લેવાની પેટા બેરીજ. | ૧૫ |

| વિષય. | અઠવાડીઆંના કલાક. |
|---|---|
| પાછલા પાનાની પેટા બેરીજ. | ૧૫ |
| ભૂગોળવિદ્યા આફ્રિકાની ... ... ... ... ... ... ... | ૨ |
| નકશા ચીતરવા ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| ઇતિહાસ હંટરકૃત પાને ૧ થી ૬૦ સુધી ... ... ... ... | ૨॥ |
| કાગળ લખવાની રીત ... ... ... .... ... ... ... ... | ૦॥ |
| અંકગણિત ... ... ... ... ... ... ... ... ... ... | ૬ |
| વ્યાકરણ. { હોપકૃત પૂરૂં ... ... ... ... ... ... ... | ૧॥ |
| વ્યાકરણ. { પદચ્છેદ ... ... ... ... ... ... ... ... | ૧ |
| વ્યાકરણ. { નિબંધ ... ... ... ... ... ... ... .. | ૦॥ |
| કવિતા તથા આંક મ્હોડે બોલાવવા તથા સુનીતિનો બોધ કરવો. ... ... ... | ૩ |
| | ૩૩ |

## અભ્યાસપત્રક. વર્ગ ૨ જો.

| વિષય. | અઠવાડીઆંના કલાક. |
|---|---|
| લેખાં, કોષ્ટક, ને પલાંકા. ... ... ... ... ... ... ... | ૩ |
| વ્યાકરણ, હોપકૃત પાને ... ... ... ... ... ... ... ... | ૧॥ |
| પદચ્છેદ ... ... ... ... ... ... ... ... ... ... | ૧॥ |
| જોડણી... ... ... ... ... ... ... ... ... ... ... | ૩ |
| ઇતિહાસ ... ... ... ... ... ... ... ... ... ... | ૨॥ |
| ચીઠી લખવાની રીત ... ... ... ... ... ... ... ... | ૦॥ |
| અંકગણિત ... ... ... ... ... ... ... ... ... ... | ૬ |
| ભૂગોળવિદ્યા ... ... ... ... ... ... ... ... ... ... | ૨॥ |
| નકશા ચીતરવા ... ... ... ... ... ... ... ... ... | ૦॥ |
| અક્ષર ... ... ... ... ... ... ... ... ... ... ... | ૩ |
| પાંચમી ચોપડીના પાઠ ૬૦ ... ... ... ... ... ... ... | ૫ |
| કવિતાનું માપ તથા લખેલું વાંચવું ... ... ... ... ... ... | ૧ |
| કવિતા મ્હોડે બોલાવવી, પલાંકા, ને બોધ... ... ... ... .... | ૩ |
| | ૩૩ |

૫૩. એ પ્રમાણે દરેક વર્ગનું જુદું અભ્યાસપત્રક કરવું ને તેપરથી

તે વર્ગનું વખતપત્રક કરવું. સાતવારીઆમાં જેટલા કલાક ભણાવવાના છે તેપરથી વખતપત્રક બનાવવું. પહેલા ત્રણ માસમાં ધાર્યા પ્રમાણે કામ થયું કે નહિ તેનો અનુભવ થયેથી બીજા ત્રણ માસનું અભ્યાસપત્રક થઇ શકે. નવા અભ્યાસપત્રક પરથી નવું વખતપત્રક કરવું. જે વિષયમાં નિશાળીઆ કાચા માલૂમ પડે કે પાછળ રહ્યા હોય તેને સારૂ નવા પત્રકમાં વખત વધારવો, ને જો નિશાળીઆ ઠીક ચાલ્યા તો તેનો વખત ઓછો કરવો. નવેક મહીનામાં આખું ધોરણ પૂરૂં કરવાને મનસુબે રચના કરવી, ને બાકીના માસ પુનરાવર્ત્તન કરવાને રાખવા.

૫૪. **वखतपत्रक**—સોમથી શનિ સૂધીમાં દર વારે દર કલાકે શું શીખવવું તે ઠરાવી લખવું તેનું નામ વખતપત્રક. એ પત્રક બનાવવામાં નીચેની સૂચના ધ્યાનમાં રાખવીઃ—

નિશાળના વખતની વહેચણના પત્રકમાં દરેક વર્ગનો દર રોજનો અભ્યાસ તથા દરેક પાઠ શીખવનારનું નામ લખવું. એ પત્રક એક પાટીઆ ઉપર ચોઢી સર્વેના વાંચવામાં આવે એવી જગાએ ટાંગવું. જુદા જુદા ઓરડામાં વર્ગો બેસતા હોય, તો દરેક ઓરડામાં એની એક નકલ ટાંગવી. એ પ્રમાણે નહિ કરવાથી નિયમ રહેતો નથી અને ગભરાટ થાયછે. વખતપત્રક બનાવવાના નિયમ નીચે પ્રમાણે છે.—

(૧.) વિષય શીખવાને વધારે કે ઓછી મહેનત પડે કે પાઠ પૂરે કરતાં જેટલી વાર લાગે તેના પ્રમાણમાં તેને સારૂ લાંબો કે ટુંકો વખત રાખવો. કઠણ બાબત શીખતાં વધારે મહેનત પડેછે. ને બાળક છોકરાં વહેલાં થાકી જાયછે. તેથી ઘણીવાર સૂધી બરાબર ધ્યાન આપી શકતાં નથી; માટે તેનો પાઠ થોડા વખતમાં પૂરો કરવો. તે વિષય ઘણો અગત્યનો હોય તો દહાડામાં બે ત્રણ કે વધારે વાર ચલાવવો, પણ લાગલાગટ લાંબી વેળા ન લગાડવી. સહેલા વિષય, જેમાં છોકરાનાં મન વહેલાં થાકે નહિ તે, વધારે વખત પહોંચે તો ફીકર નહિ. ઘણું કરીને નાના છોકરાને માટે અર્ધા કલાકથી વધારે વાર કોઈ પણ બાબત લાગલાગટ ચલાવવી નહિ. અર્ધા કલાકમાં ગયે દિવસે શીખવેલા પાઠની પરીક્ષાના વખતને ગણવો નહિ, તે વખત જુદો ગણવો. એ પરીક્ષા સુદ્ધાં એક કલાકથી લાગલાગટ વધારે રાખવો નહિ.

(૨.) વિષયને એવા અનુક્રમે લેવા "કે" વિસામો આપે. કઠણ

વિષયની પાછળ તરતજ બીજી કઠણ બાબત ન લવાય તો સારૂં. કઠણ પાઠની પછી સહેલો પાઠ આવે તેમ કરવું.

(૩.) કલાક દોઢ કલાકે છોકરાંને બેસવાનું ઠેકાણું બદલાય તેમ કરવું.

(૪.) ઘણા અગત્યના પાઠ હોય તે મહેતાજીથી શીખવાય એવી યુક્તિ કરવી.

(૫.) જે પાઠમાં વધારે બોલવાનું હોય તેવા પાઠને બધા વર્ગોમાં એકે વખતે ચલાવવા નહિ. ઉદાહરણ, નિશાળના સઘળા વર્ગોમાં એકે કાળે વાંચવાનો પાઠ ચલાવવો નહિ. એક વાંચે અને તેની પાસેનો બીજો લખે તે રીતે કરવું. જે શિક્ષકો આ નિયમ ધ્યાનમાં નથી રાખતા તેમની નિશાળોમાં વિશેષ ગરબડ થાયછે, તેમને બહુ ઘાંટા પાડી બોલવું પડેછે.

(૬.) ગામના લોકનો જમવાનો વખત હોય તે વેળા છોકરાં પોતાને ઘેર હોય એવી તદબીર કરવી. તેમને ભુખ્યાં નિશાળમાં રહેવું પડે તેમ ન કરવું. જેમકે ગામમાં લોક બપોરે જમતા હોય ને નિશાળનો વખત ૧૦ થી ૪ લગી રાખ્યો હોય ત્યારે આપદા પડે.

(૭.) નિશાળના વખતપત્રક ઉપરથી દરેક શિક્ષકે પોતાને દરરોજ કિયે કલાકે કિયા વર્ગમાં, અને કિયો પાઠ શીખવવાનો છે તે એક નાની ચોપડીમાં લખી લેવું. નિત્ય તે ચોપડી પોતાની કને રાખવી. જ્યાંસુધી વખતપત્રકમાં ફેરફાર નથી કર્યો, ત્યાંલગી તેમાં લખ્યા મુજબ વર્તવું. કાંઈ ફેરવવું નજરમાં આવે તો નવું પત્રક બનાવવું. ટુંકી મુદતે ન ફેરવાય તો સારૂં. એ પત્રકને મથાળે જે તારીખથી તે જે તારીખસુધી ચલાવવું હોય તે લખવું.

## વર્ગ ૧ લાનું વખતપત્રક.

### અમદાવાદ નં૦ ૪ થાની નિશાળનું. માહે નવેમ્બર ૧૮૭૫ થી માહે ફેબ્રુવારી સન ૧૮૭૬ સુધી.

| વાર. | ૧૦–૧૦॥ ૧૦॥–૧૧ | ૧૧–૧૧॥ | ૧૧॥–૧૨ | ૧૨–૧૨॥ | ૧૨॥–૧ | ૧–૧॥ | ૧॥–૨ | ૨–૨॥ ૨॥–૩ | ૩–૩॥ | ૩॥–૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સોમ | વાંચન. મહેતાજી. | ડિક્ટેશન ગૂ. ૧ લો આ. | લેખાં. ૧ લો આ. | અક્ષર ગૂ. ૩ જો આ. | ભૂગોળ. મહેતાજી. | રમવાની રજા. | ઈતિહાસ. મહેતાજી. | અંકગણિત. મહેતાજી. | વ્યાકરણ. મહેતાજી. | સો. બુ. શુ. શ. મહેતાજી— આંક તથા કવિતા બોલાવી સુનીતિએ ચાલવાનો તથા ઈશ્વરભક્તિનો ઉપદેશ કરવો. મં. ગુ. કથિત પાઠ. મહેતાજી તથા શિક્ષકો. |
| મંગલ | લખેલું વાંચન. કવિતાનું માપ. મહેતાજી. | ડિક્ટેશન બા. ૧ લો આ. | વ્યાજ. ૧ લો આ. | અક્ષર બા. ૩ જો આ. | ભૂગોળ. મહેતાજી. | | કાગળ વગેરે લખતાં. મહેતાજી. | એજન. મહેતાજી. | પદચ્છેદ. મહેતાજી. | |
| બુધ | વાંચન. મહેતાજી. | જોડણી. ૧ લો આ. | લેખાં. ૧ લો આ. | અક્ષર ગૂ. ૩ જો આ. | નકશા કાઢવા મહેતાજી | | ઈતિહાસ. મહેતાજી. | એજન. મહેતાજી. | વ્યાકરણ. મહેતાજી. | |
| ગુરૂ | વાંચન. મહેતાજી. | ડિક્ટેશન ગૂ. ૧ લો આ. | વ્યાજ. ૧ લો આ. | અક્ષર બા. ૩ જો આ. | ભૂગોળ. મહેતાજી. | | ઈતિહાસ. મહેતાજી. | એજન. મહેતાજી. | નિબંધ. મહેતાજી. | |
| શુકર | વાંચન. મહેતાજી. | જોડણીના સાધારણ નિયમ. ૧ લો આ. | લેખાં. ૧ લો આ. | અક્ષર ગૂ. ૩ જો આ. | ભૂગોળ. મહેતાજી. | | ઈતિહાસ. મહેતાજી. | એજન. મહેતાજી. | વ્યાકરણ. મહેતાજી. | |
| શનિ | પાઠની મતલબ. મહેતાજી. | ડિક્ટેશન બા. ૧ લો આ. | નામાની સાધારણસમજ ૧ લો આ. | અક્ષર બા. ૩ જો આ. | નકશા કાઢવા. મહેતાજી. | | ઈતિહાસ. મહેતાજી. | એજન. મહેનાજી. | પદચ્છેદ. મહેતાજી. | |

# વર્ગ ૨ જાનું વખતપત્રક.

## અમદાવાદ નં૦ ૪ થી નિશાળનું. નવેમ્બર ૧૮૭૫ થી ફેબ્રુવારી સન ૧૮૭૬ સૂધી.

| વાર. | ૧૦–૧૦॥ | ૧૦॥–૧૧ | ૧૧–૧૧॥ | ૧૧॥–૧૨ | ૧૨–૧૨॥ ૧૨॥–૧ | ૧–૧॥ | ૧॥–૨ | ૨–૨॥ | ૨॥–૩,૩–૩॥ | ૩॥–૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સોમ | લેખાં. ૧લો આ. | વ્યાકરણ ૧લો આ. | ડિકટેશન ગૂ. ૧ લો આ. | ઈતિહાસ. ૨જો આ. | અંકગણિત. ૧ લો આ. | રજા રમવાને. રજા. રજા. | ભૂગોળ. ૧ લો આ. | અક્ષર બા. ૧ લો આ. | લખેલું વાંચન કવિતાનું સાધારણ માપ. ૧ લો આ. | આંક તથા કવિતા બોલાવી તેમને સુનીતિએ ચાલવાનો, તથા ઇશ્વરભક્તિનો ઉપદેશ કરવો. મહેતાજી. |
| મંગલ | કોષ્ટક. ૧લો આ. | પદચ્છેદ. ૧લો આ. | ડિકટેશનબા ૧ લો આ. | ઈતિહાસ. ૨જો આ. | એજન. ૧ લો આ. | | ભૂગોળ. ૧ લો આ. | અક્ષર ગૂ. ૧ લો આ. | વાંચન. ૧ લો આ. | કથિતપાઠ. મહેતાજી તથા શિક્ષકો. |
| બુધ | લેખાં. ૧લો આ. | વ્યાકરણ. ૧લો આ. | જોડણી. ૧ લો આ. | ચીઠી વગેરે લખતાં. ૨જો આ. | એજન. ૧ લો આ. | | ભૂગોળ. ૧ લો આ. | અક્ષર બા. ૧ લો આ. | વાંચન. ૧ લો આ. | આંક તથા કવિતા બોલાવી તેમને સુનીતિએ ચાલવાનો, તથા ઇશ્વરભક્તિનો ઉપદેશ કરવો. મહેતાજી. |
| ગુરૂ | લેખાં. ૧લો આ. | પદચ્છેદ. ૧લો આ. | ડિકટેશન ગૂ. ૧ લો આ. | ઈતિહાસ. ૨જો આ. | એજન. ૧ લો આ. | | ભૂગોળ. ૧ લો આ. | અક્ષર ગૂ. ૧ લો આ. | વાંચન. ૧ લો આ. | કથિતપાઠ. મહેતાજી તથા શિક્ષકો. |
| શુક્ર | પલાંકા. ૧લો આ. | વ્યાકરણ. ૧ લો આ. | જોડણીના સાધારણ નિયમ. ૧ લો આ. | ઈતિહાસ. ૨જો આ. | એજન. ૧ લો આ. | | નકશો કઢાવવો. ૧ લો આ. | અક્ષર બા. ૧ લો આ. | વાંચન ૧ લો આ. | આંક તથા કવિતા બોલાવી તેમને સુનીતિએ ચાલવાનો તથા ઇશ્વરભક્તિનો ઉપદેશ કરવો. મહેતાજી તથા શિક્ષકો. |
| શનિ | લેખાં. ૧લો આ. | પદચ્છેદ. ૧ લો આ. | ડિકટેશન. ૧ લો આ. | ઈતિહાસ. ૨જો આ. | એજન. ૧ લો આ. | | ભૂગોળ. ૧ લો આ. | અક્ષર ગૂ. ૧ લો આ. | પાઠની મતલબ. ૧ લો આ. | એજન. |

૫૫. ઉપલા પત્રકમાં વારને ટૂંકામાં જણાવવાને તેના પહેલા અક્ષર લખ્યા છે, અથવા સાતવારીઆમાં સોમવારથી જેટલા દિવસ કોઈ પાઠ શીખવવાનો હોય તેટલો આંકડો લખ્યોછે. ૧ લા વર્ગને ૧૨ થી ૧૨૩ ભૂગોળવિદ્યા ૪ દિવસ શીખવવી, એટલે સોમ, મંગળ, બુધ અને શુક્ર, તથા નકશા ચીતરવાનું બાકીના બે દિવસ. ખાનામાં આંકડા માંડ્યા છે તેનો અર્થ એ પ્રમાણે કરવો.

૫૬. ૧૧ થી ૧૧૩ સુ઼ધી ૧ લો તથા બીજો વર્ગ જોડી દઈ તેને શીખવવાનું કામ ૧ લા અસિસ્ટંટને સોંપ્યું છે. એ વખતમાં મુખ્ય મહેતાજીએ નીચલા વર્ગોમાંના કોઇમાં જઈ તપાસ કરવી. વળી ૧૨૩ થી ૧ સુધી પાંચમો ને છઠ્ઠો એ વર્ગોને ભેગા શીખવવાનું રાખ્યું છે, ને ૧ લા વર્ગમાં અક્ષર સુધારવાને એ વેળા રાખી છે. એ કામ ૩ જા અસિસ્ટંટથી થઈ શકે તેવું છે તેથી તેને ત્યાં મૂક્યોછે. એ ગોઠવણથી એ વખતમાં પણ મહેતાજીને કોઈ નીચલો વર્ગ તપાસવાની જોગવાઈ મળેછે. નિશાળમાં વર્ગ છ ધાર્યા છે ને મહેતાજી સુધાં શિક્ષક પણ છ ધાર્યા છે. એવું હોય ત્યારે આ પ્રકારની કાંઈ યુક્તિ કરવી જોઇએ. કેમકે નીચલા વર્ગની તથા તેના શિક્ષકોની તપાસ રાખવાની મહેતાજીની ફરજ છે અને તેમ કરવાની ઘણી જરૂર છે. વારા ફરતી બધા વર્ગોપર તેણે એ રીતે ધ્યાન આપવું જોઇએ. આ નમૂનામાં દરરોજ એક કલાક એવી પરીક્ષાને માટે રાખ્યોછે, પણ બે હોય તો વધારે સારૂં. એક માનિટર વધારે હોય અથવા પહેલા વર્ગમાંથી નિત્ય એક નિશાળીઆને મોકલીએ તો તેમ થઈ શકે. વર્ગ તપાસવામાં તે વખતે વખતપત્રકમાં જે વિષય શીખવવાનો હોય તેજ તપાસવો એનો મેળ નથી, ગમે તે તપાસવો, અથવા શિક્ષકને હરકોઈ પાઠ આપતાં લક્ષ દઇને જોવો. એ પ્રમાણે કરેલી નિરીક્ષાને પોતાની નોટબુકમાં નોંધી રાખવી ને નિશાળનો સમય પૂરો થયા પછી બધા શિક્ષકોને એકાંતમાં તેથી વાકિફ કરવા, ને ફરીથી તેમ ન થવા દેવાને, તથા સુધારો કરવાને સૂચના કરવી. વળી મહીના આખરે એક દિવસ વખતપત્રક પ્રમાણે કામ ન ચલાવતાં દરેક વર્ગની તેના શિક્ષક પાસે પરીક્ષા કરાવવી. એમ માસિક પરીક્ષા ન રાખી તો દર શનિવારે દરેક શિક્ષકે નવું ન શીખવતાં પાછલું પૂછવું. હાલ ચાલતાં ધોરણો માટે આ નમૂનો છે. ધોરણમાં ફેરબદલી થાય તો વખતપત્રકમાં ફેરવવું પડેછે.

## અમદાવાદ નં૦ ૪ થાની નિશાળનું વખતપત્રક. સને ૧૮૭૬ તા૦ ૧ લી ડીસેંબરથી તા૦ ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૭૭ સુધી માસ ત્રણનું.

| વર્ગ. | ૧૦ થી ૧૦½ | ૧૦½ થી ૧૧ | ૧૧ થી ૧૧½ | ૧૧½ થી ૧૨ | ૧૨ થી ૧૨½ | ૧૨½ થી ૧ | ૧ થી ૧½ | ૧½ થી ૨ | ૨ થી ૨½ | ૨½ થી ૩ | ૩ થી ૩½ | ૩½ થી ૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સો. બુ. ગુ. શુ. વાંચન. મં. લખેલું વાંચન તથા કવિતાનું માપ. શ. પાઠની મતલબ. મહેતાજી. | | ૧ લો આસિસ્ટંટ. ૪ ગુ. ડિકટેશન. જોડણી. જોડણીના સાધારણ નિયમ. | ૩ લેખાં. ૨ વ્યાજ. ૧ નામાની સમજ. સાધારણ. ૧ લો આ. | ૪ ભૂગોળ. ૨ નકશા કાઢવા મહેતાજી. | ૩ અક્ષર ગુજરાતી. અક્ષર બાળબોધ. ૩ જો આ. | રમવાની રજા. | ૫ ઈતિહાસ. ૧ કાગળ વગેરે લખતાં. મહેતાજી. | અંકગણિત. મહેતાજી. | | ૩ વ્યાકરણ. ૨ પદચ્છેદ. ૧ નિબંધ. મહેતાજી. | સો. બુ. ગુ. શ. મહેતાજી. સઘળાને ભેળા બેસાડી આંક, તથા કવિતા બોલાવી તેમને સુનીતિએ ચાલવાનો તથા ઈશ્વરભક્તિનો ઉપદેશ કરવો. મં. ગુ. કથિત પાઠ. મહેતાજી તથા શિક્ષકો. |
| ૨ | ૪ લેખાં. ૧ કોષ્ટક. ૧ પલાંકાં. | ૩ વ્યાકરણ. ૩ તથા પદચ્છેદ. ૧ લો આ. | | ૫ ઈતિહાસ. ૧ ચીઠી વગેરે લખતાં ૨ જો આ. | ૧ લો આ. અંકગણિત. | | | ૫ ભૂગોળ. ૧ નકશો. કાઢવો. ૧ લો આ. | ૩ અક્ષર ગુ. ૩ અક્ષર બા. ૧ લો આ. | ૪ વાંચન. લખેલું વાંચન તથા કવિતાનું સાધારણ માપ. ૧ પાઠની મતલબ ૧ લો આ. | | |
| ૩ | ૩ અક્ષર ગુ. ૩ અક્ષર બા. ૨ જો તથા ૩ જો આ. | ૪ લેખાં. ૨ કોષ્ટક ૨ જો આ. | ભૂગોળ. ૨ જો આ. | ૩ આંક લખવા. ૩ પલાંકાં. ૩ જો આ. | ૫ વાંચન. ૧ પાઠની મતલબ. ૨ જો આ. | | | ૫ અંકગણિત. ૨ જો આ. | | ૪ વ્યાકરણ. ૨ પદચ્છેદ. ૨ જો આ. | ૩ ડિક્ટેશન ગુ. ૩ ડિક્ટેશન બા. ૨ જો આ. | |
| ૪ | | અંકગણિત. ૩ જો આ. | | | ૪ વ્યાકરણ લખેલો પાઠ જોઈને. ૩ જો આ. | ૩ ડિક્ટેશન બા. ૩ ડિક્ટેશન ગુ. ૪થો આ. | | ૫ વાંચન. ૧ પાઠની મતલબ. ૩ જો આ. | | ૪ લેખાં. ૨ ધાતો. ૩ જો આ. | ભૂગોળ. ૩ જો આ. | |
| ૫ | ૪ અક્ષર. ૨ પાઠ જોઈને લખે. માનિટર. | વાંચન ૪ થો આ. | | સાધારણ. લેખાં. ૪ થો આ. | ૩ ડિકટેશન. ૩ જોડણી. ૪થો આ. | ૩ પલાંકાં. ૩ આંક પાછલા. માનિટર. | | ૨ આંકના અર્થ. ૧ ૩ ધાતો. પાછલા આંક. ૪ થો આ. | ૫ અંકગણિત. ૧ પછલા આંકલખવા. ૪ થો આ. | | ૫ ભૂગોળ. ૪ થો આ. ૧ પલાંકાં. | |
| ૬ | અર્થમેટિકન. ૪ થો આ. | મૂળાક્ષર. પહેલી ચોપડી. ગુ. બા. માનિટર. | | પહેલી ચોપડીમાંથી પાઠ જોઈને લખે. માનિટર. | | | | ૩ જોડણી. ૩ આકારની. પેટી. માનિટર. | આંક નવા. માનિટર. | ૫ અંકગણિત. ૧ જોડણી માનિટર. | | |

૫૭. દરેક મહીને દર વર્ગના શિક્ષકે પરીક્ષા કરવી એનો અર્થ એમ કે આ વખતપત્રક દિસમ્બર, જાનેવારી અને ફેબ્રુઆરીનું છે; એમાંના પહેલા બે માસમાં તેમ કરવું, અને વખતપત્રકના આખરના માસને અંતે મુખ્ય મહેતાજીએ પંડે આસિસ્ટંટોની મદદથી આખી નિશાળની પરીક્ષા કરી થયેલા અભ્યાસથી જાણીતા થવું, ને તે પ્રમાણે કાળની વહેચણ નવી કરવી. જાણે પાંચમા વર્ગમાં આંકના અર્થ સમજાવવાને સોમે ને મંગળે અર્ધો અર્ધો કલાક રાખ્યોછે. પરીક્ષામાં માલૂમ પડ્યું કે વર્ગને અર્થ આવડ્યા છે તેથી તેપર વખત રોકવાની ગરજ નથી, પણ ધાત કે કોઈ બીજા વિષય શીખવવાપર વધારે વખતની જરૂર છે તો નવા પત્રકમાં એ વખત તેને આપવો. અભ્યાસપત્રકમાં ૧ લા વર્ગને ત્રણ માસમાં છઠ્ઠી ચોપડીના શુમારે સીત્તેર પાઠ શીખવવાનો મનસુબો કર્યો હતો, ને તેને માટે હપતામાં ચાર કલાક રાખ્યા હતા, પણ ત્રણ માસ પૂરા થતાં એ ધારણા ખોટી પડી. પાઠ એટલા બધા બાકી રહ્યા કે એટલાજ કલાક રાખવાથી ચોપડી વેળાસર પૂરી નહિ થાય માટે નવી ગોઠવણ કરવી. જાણે લખેલું વાંચવામાં એટલી માહિતગારી નિશાળીઆને થઈ છે કે તેને માટે માત્ર અર્ધો કલાક રાખવાથી હાનિ નહિ થાય, અને કવિતાના માપમાં એટલું થોડું બાકી રહ્યું છે કે તેને કથિત પાઠના બે વારામાંનો એક આપીશું તો ચાલશે. એમ હોય તો, એ બેને માટે રાખેલો કલાક પેલા ચારમાં ઉમેરવો. જાણે ગુજરાતી અક્ષર એટલા સુધર્યા છે કે ૩ વારામાંથી એક ઓછો વગર નુકસાને થઈ શકે તો તે વારો લખેલું વંચાવવાને માટે રાખવો. એમ જ્યાં જ્યાં વધઘટ કરવાની જરૂર જણાય ત્યાં અભ્યાસપત્ર અને વખતપત્રમાં તેમ કરવું.

૫૮. સાડાત્રણથી ચાર સુધી સોમ ને બુધે આંક બોલાવવા તથા શુક્ર ને શનિ કવિતા બોલાવવી એમાં બધા વર્ગોને ઊભા રાખવા. વખતે બબે કે ત્રણ વર્ગોની ટુકડીઓ પાડી શકાય. નિશાળની બહાર સારી જગા હોય તો ત્યાં અને તેમ ન હોય તો નિશાળમાં ઊભા રાખી પા કલાક સુનીતિની કવિતા બોલાવવી ને પા કલાક તેનો અર્થ સમજાવવો અથવા સમજાવ્યો હોય તો વારે વારે તેમ ન કરતાં બીજો બોધ કરવો. વખતે બધો વખત ઉપદેશ કરવો ઘટારત જણાય તો તેમ કરવું, ને કોઈ દહાડો માત્ર કવિતાજ બોલાવી રજા આપવાજેવું જણાય તો તેમ કરવું. આંક-

માં પલાંકા અને લેખ્યાંનો સમાવેશ કરવો. મંગળ ને બુધ કથિત પાઠને માટે રાખેલી વેળામાં કેટલાક વર્ગોને ભેગા કરી તે પાઠ આપી શકાશે, ને એકને આપવો હોય તો તેમ પણ થઈ શકે. ઉપલા અસિસ્ટંટોએ અને મહેતાજીએ પ્રથમ પાઠ હોપકૃતકથિતપાઠનાં પુસ્તક પ્રમાણે આપવા. તે પૂરા થયા પછી બીજી બાબતોપર આપવા. વખતે મુખ્ય મહેતાજીએ પહેલો ને બીજો વર્ગ જોડી ૧ લા અસિસ્ટંટને સોંપી પોતે બીજા અસિસ્ટંટો પાઠ આપે તે જોવું ને જેને પાઠ આપતાં ના આવડે તેને શીખવવું.

૫૯. જે નિશાળમાં મહેતાજીને મદદ કરવાને અસિસ્ટંટો દરેક વર્ગને માટે ન હોય તે નિશાળમાં ઉપલા નમૂનાનાં વખતપત્રક કામ લાગતાં નથી. એવી નિશાળમાં ત્રણ વર્ગ કરવા, ને ત્રણ ધોરણ શીખવવાં. એ નિશાળના વખતપત્રકનો નમૂનો—

મોજે ૮૭ પરગણે ઓરપાડ જિલ્લે સૂરતની સરકારી નિશાળનું વખતપત્રક. માહે એપ્રિલથી જૂનસૂધી.

| વર્ગ | ૭ થી ૭॥ | ૭॥ થી ૮ | ૮ થી ૮॥ | ૮॥ થી ૯ | ૯ થી ૯॥ | ૯॥ થી ૧૦ | ૨ થી ૨॥ | ૨॥ થી ૩ | ૩ થી ૩॥ | ૩॥ થી ૪ | ૪ થી ૪॥ | ૪॥ થી ૫ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઘરથી લખાવી મંગાવેલા અક્ષર અને આંક કે ચોખ્ખા જોતા. મહેતાજી. | વાંચન. મહેતાજી. | | અક્ષર. પોતાની મેળે. | | વાત વખતે વાતો કરતી જોઈ સમજાવવું. મહેતાજી. | ૪ ડિકટેશન. ૧ કાગળ. ૨ લેખાં. મહેતાજી. | ૪ ભૂગોળ. ૨ નામું. મહેતાજી. | અંકગણિત. મહેતાજી. | | જોઈ આંક બોલાવવા ને પલાંખા તથા લેખાં પૂછવાં. | નીતિના દૃષ્ટાન્તની વાંચનની ચોપડીમાંની કવિતા જોઈ બોલાવવી. |
| ૨ | | ગયે દિવસે શીખવેલો પાઠ લખવો. | નવા આંક લખવા. પોતાની મેળે. | વાંચન. મહેતાજી. | | | અંકગણિત. ઉપલા વર્ગનો નિ૦ | | લેખાં. ૧ લા વર્ગનો નિશાળીઓ. | | | |
| ૩ | | આંક. ઉપલા વર્ગના નિશાળીઆએ જણાવવા. | | ગયે દિવસે શીખવેલો પાઠ ચોપડીમાં જોઈ લખવો. | | | વાંચન. ૧ લા વર્ગનો નિ૦ | | આંકના અર્થ. ઉપલા વર્ગનો નિશાળીઓ. | | | |

૬૦. ઘેરથી લખી લાવવાનું ભારે પડે એટલું ન આપવું, કેમકે નિશાળ છેક પાંચ વાગે છૂટેછે ને સવારમાં સાત વાગે હાજર થાયછે. નિશાળેથી છૂટ્યા પછી બે કલાક તેમને રમવાને જોઇએ. માટે આશરે એક કલાકમાં થઈ શકે એટલું આપવું. અક્ષરના નમૂનાની એક લીટી લખી આપવી કે છાપેલી કાપીબુકમાં જોઈ લખી લાવવાનું કહેવું. ૩ જા વર્ગમાં નવા આંક આજે શીખે તે બીજે દહાડે ઘેરથી પાટીઉપર લખી લાવે. અક્ષર પણ તેમજ પાટીઉપર ખડી કે ચાકથી લખાવવા. બીજા વર્ગમાં હળવે હળવે સાહીથી કાગળ ઉપર લખાવવાનો મહાવરો કરાવવો અને ૧ લા વર્ગમાં તો બિલકુલ લખાણ કાગળ ઉપર કરવું. એ વર્ગમાં કાગળ લખવાનો વખત રાખ્યો છે તે વેળા કામકાજની સાધારણ ચીઠી અને કાગળ લખતાં શીખવવું. માત્ર લખવાની રીતજ નહિ, પણ તેમાં બનેલા, જોયલા, કે સાંભળેલા બનાવોનું સહેલું વર્ણન તથા લખનારના અભિપ્રાય સારી બોલીમાં શીખવવાનો પ્રયત્ન કરવો. પોતાના ઘરનો હિસાબ રાખવાનું એટલે દરરોજની જમા ને ઊધારની રકમ લખી દિવસ આખરે તારણ કાઢતાં અને જમા પાસે બાકી હોય તો તે બીજે દહાડે તે બાકી ક્યાં માંડવી તે શીખવવું. આવરો, ખાતાવહી વગેરે કઠણ સરાફીનામું આવી નાની નિશાળોમાં ન શીખવાય. માત્ર પોતાનો સાદો હિસાબ રાખતાં શીખે એઉપર નજર રાખવી. લેખામાં વ્યાજ ખામુખાં શીખવવું, કેમકે તેની એ છોકરા મોટા થશે ત્યારે ઘણી જરૂર પડશે. ૧ લા વર્ગને અંકગણિત ચલાવતી વેળા વખતે જરા બીજા વર્ગમાં લેખાં આવે તે ઉપર નજર કરી શકાય. વળી જોડે આંક લખાવવાના તથા ઘેરથી લખી લાવેલા તે જોવાના વખતમાં, તે કોઈ કોઈ દહાડો બંધ રાખી, છેલ્લો વર્ગ તપાસવો; એ વેળા ઉપલા વર્ગને કાંઇ બીજું કામ સોંપવું.

૬૧. **હાજરી**—ત્રણ જાતની હાજરીઉપર મહેતાજીને નજર રાખવાની છે. ૧ નિશાળીઆનું નિત્ય વેળાસર આવવું; ૨ નિશાળીઆનું દરરોજ આવવું; ૩ પોતાની તથા શિક્ષકોની હાજરી. નિશાળીઆની સંખ્યામાં વધારો થવાનો તથા તેમનો અભ્યાસ બરોબર ચાલવાનો જેટલો આધાર ભણાવનારની ચતુરાઈઉપર છે તેટલો એ ત્રણ ઉપર છે. સવારમાં ૭ કલાકે*

* કેટલેક ઠેકાણે નિશાળનું કામ દશ વાગે શરૂ થાયછે ત્યાં દશે સૌ હાજર હોવા જોઈએ.

# સરકારી નિશાળના શિક્ષકોનું હાજરીપત્રક.

## માહે જાનેવારી સને ૧૮૭૭.

| તારીખ. | વાર. | મુખ્ય મહેતાજી. | ૧ લો અસિસ્ટંટ. | ૨ જો અસિસ્ટંટ. | ૩ જો અસિસ્ટંટ. | ૪ થો અસિસ્ટંટ. |
|---|---|---|---|---|---|---|
| ૧ લી. | સોમવાર. | આવ્યા. ગયા.<br>૭—૧૦<br>૨—૫<br>વાલજી મેઘજી. | આવ્યા. ગયા.<br>૭—૧૦<br>૨—૫<br>નાગજી કીરપારામ. | આવ્યા. ગયા<br>૮—૧૦<br>૨—૫<br>કીશોર મકનજી. | આવ્યા. ગયા.<br>૭—૧૦<br>૨—૪<br>રવીશંકર ધનશંકર. | આવ્યા. ગયા.<br>૭—૧૦<br>૨—૫<br>લાલજી જેઠા. |
| ૨ જી. | મંગળ. | આવ્યા. ગયા.<br>૭:૩૦—૧૦<br>૨—૫<br>વાલજી મેઘજી. | આવ્યા. ગયા.<br>૭—૧૦<br>૨:૩—૫<br>નાગજી કીરપારામ. | આવ્યા. ગયા.<br>૭—૧૦<br>૨—૫<br>કીશોર મકનજી. | આવ્યા. ગયા.<br>૭—૧૦<br>૨—૫<br>રવીશંકર ધનશંકર. | આવ્યા. ગયા.<br>૭—૧૦<br>૨—૫<br>લાલજી જેઠા. |
| | | | | | | |

આ કોઠાઓમાં દરેક શિક્ષક આવે તે વખતે તેણે પોતાને હાથે પોતાના ખાનામાં સહી કરવી. પત્રક મહેતાજીના ટેબલ ઉપર રાખવું. નિશાળમાં આવતાં વારને પ્રથમ એમાં સહી કરવી ને વખત નોંધવો તેમજ જતીવખત પણ નોંધવો.

નિશાળના કામનો આરંભ કરવો. એ વેળા વર્ગના બધા નિશાળીઓ હાજર ન થતાં થોડા પાછળથી આવે ત્યારે પાઠ આપવામાં હરકત પડેછે; નિશાળના કામનો આરંભ થાય તે વેળા વર્ગમાં શિક્ષક હાજર* ન હોય તો નિશાળીઓ બેશી રહે, ગરબડ કરે, ને તેનું દેખાદેખી મોડા આવવાનું શીખે. ઘણું કરીને નવા પાઠનો સંબંધ પાછલા પાઠ જોડે હોય તેથી જેઓ તે પાછલા પાઠમાં હાજર ન હોય તેમનાથી તે પૂરો સમજાતો નથી. એમ ગેરહાજરીથી ઘણીક અડચણો પડેછે. નિશાળીઓની હાજરી ઉપર મહેતાજી કાળજી રાખે તેથી તેમનાં માબાપ તથા ઉપરી સાહેબ રાજી થાયછે, ને છોકરાની સંખ્યા વધેછે. ઉપશિક્ષકોની હાજરીઉપર ધ્યાન રાખેથી નિયમસર કામ ચાલેછે, મહેતાજીનો વક્કર વધેછે, ને બીજા લાભ થાયછે. કિયા ઉપાયથી હાજરી બરોબર રહે તેનો વિચાર કરતાં પ્રથમ એ સૂઝેછે કે મુખ્ય મહેતાજીએ પોતે નિત્ય વેળાસર પોતાના કામપર હાજર થવું. શિક્ષકોનું હાજરીપત્રક રાખવું તેમાં નિશાળના કામનો આરંભ થતી વેળા પોતે સહી કરવી, અને અસિસ્ટંટો તથા માનિટરોની સહી પોતાની રૂબરૂ લેવી, અને જે તે વેળા હાજર ન હોય તેને ગેરહાજર લખવો, ને તે

* "નિશાળ બેસાડતી તથા છોડતી વખત ઘણા મહેતાજીઓ બરોબર બંદોબસ્ત ન રાખી શકવાથી ઘોંઘાટ ઘણો થાયછે, માટે તે ન થાય તેને-વાસ્તે નીચે પ્રમાણે નિયમની જરૂર છે:—

નિશાળના ઠેરવેલા વખતની પહેલાં ૦। કલાક અગાઉ મહેતાજી તથા બીજા શિક્ષકોએ આવી જાલર વગાડવું, અને પાંચ મિનિટ અગાઉ નિશાળના વાડામાં વર્ગ હારબંધ ઊભા રાખી દરેક શિક્ષકે વારા ફરતી પોતાના વર્ગને નિશાળમાં લઈ જઈ બેસાડવો, એટલે ઠેરવેલે વખતે દરેક શિક્ષકને ઘોંઘાટ થયા વગર કામ ચલાવવાને બની શકશે. નિશાળ મૂકવાના વખત પહેલાં પાંચ મિનિટ અગાઉ જાલર વગાડવું. એટલે દરેક શિક્ષકે પોતાના વર્ગનાં નંબરપત્રક પૂરવાં. ત્યાર બાદ વિદ્યાર્થીઓને પોતાનો સામાન તપાશી દફતર બાંધવા ફરમાવવું. તે બાંધી રહે એટલે થોડી કવાયત કરાવી વારા ફરતી એકેક વર્ગને રજા આપવી. અઠવાડીઆમાં એકવાર તમામ નિશાળીઆને ભેગા કરી મહેતાજીએ બોધ કરવો કે નિશાળમાં આવતી તથા જતી વખત સભ્યતાઈથી પોતપોતાને ઘેર જવું, રસ્તામાં રઝળવું કે મારામારી કરવી નહિ; અને કોઈ વિદ્યાર્થીએ એ શીખામણ ન માની માલૂમ પડે તો તેને નિશાળમાં ઘટારત નશીઅત કરવી." રા. સા. મોતીરામ રાજારામ, ડે. એ. ઈન્સ્પેકટર.

આવે ત્યારે શેરાના ખાનામાં ક્યારે આવ્યો, કેટલો મોડો આવ્યો તે તેને હાથે નોંધાવવું. નિશાળ તપાસવા આવે તે વેળા એ પત્રક ઉપરી સાહેબને દેખાડવું; પરંતુ કોઈ શિક્ષક ઘણું ખરૂં અસુરો આવે તો તેને પ્રથમ ઠપકો દેવો; ને ઠપકાને ન માને તો પછી ઉપરી સાહેબને તેના વિષે રીપોર્ટ કરવો. જે નિશાળીઆ મોડા આવે તેમને નંબર ઊતારવા કે બીજી યોગ્ય સજા કરવી. જેઓ ગેરહાજર રહે તેઓવિષે તજવીજ કરવા નિશાળના વખત પછી કે અસિસ્ટંટ કે માનિટરને મોકલવો. ગેરહાજર રહેનારના વડીલને એ વાત જણાવવી ને તેના ગેરફાયદા સમજાવવા. માબાપ અને મહેતાજી એ બે તરફનું દબાણ હોય ત્યારે નિશાળીઆને પાંસરો ચાલવાનો સંભવ વધારે છે. ગેરહાજરી બે પ્રકારની છે. એક રજા લઈને, ને બીજી રજા વગર. પહેલીમાં નિશાળીઆના વડીલ સામિલ હોયછે,* અને બીજી તેમના જાણ્યાવિના કે તેમના આંખ આડા કાન કરવાથી. એ બે કે બેમાંના એક પ્રકારે જે નિશાળીઓ મહીનામાં કે વરસમાં એટલો ગેરહાજર હોય કે તેનો અભ્યાસ ઠીક થાય નહિ ત્યારે હાજરીપત્રકપરથી નિશાળમાં નહિ આવ્યાના દિવસનો સરવાળો નિશાળીઆના વડીલને જણાવવો ને તેથી થયેલું નુકસાન દર્શાવવું. નિશાળનું કામ નિત્ય પૂરૂં થયા પહેલાં જમવા જવાને કે બીજી નજીવા કારણે ઘણીવાર છોકરાંને નિશાળેથી લઈ જવાથી ભણવામાં કેટલી હરકત પડેછે તે પ્રસંગોપાત ઘટતી રીતે જણાવી માબાપનો આશરો લેવો. ઉપલા વર્ગોમાં સમજણા છોકરા થયા હોય તેમને મહીનામાં તેઓ કેટલા દિવસ ન આવ્યા તે, ને તેમાં પાછલા માસોમાં નહિ આવેલા દિવસોનો સરવાળો ઉમેરી દેખાડવો. મંદવાડને લીધે ન અવાયું હોય તો લાચાર, પણ તે વિના બીજાં કારણસર તો જેમ ઓછું ગેરહાજર કે રજાપર રહેવું પડે તેમ સારૂં એ તેમને સમજાવવું. નિશાળીઆને નિત્ય વેળાસર આવવાનું મન થવાનું મોટું સાધન શિક્ષકની મમતા તથા ભણાવવાની ચતુરાઈ છે. મહેતાજી ભણાવેછે તેથી છોકરાને લાભ છે એવું માબાપ સમજે, અને નિશાળીઆને શીખવામાં રસ પડે, અને મહેતાજીને માઠું લાગવાથી પડે દિલગીર થાય તો તેને ઘેરથી નિશાળે જવાની તાકીદ રહે, અને તે હોંસે હોંસે

---

* વડીલના માગવાથીજ રજા આપવી.

નિશાળે આવે, ને આવ્યા પછી નહિ બોલાવી લેવાને તેઓ પોતાનાં માબાપને વિનંતિ કરે. શિક્ષાના ભય કરતાં ભણવાપર પ્રીતિથી વધારે સારી હાજરી રહે તે સારૂં. ચપળ અને ઉદ્યોગી મહેતાજી અને ઉપશિક્ષકો પ્રામાણિક હોઈ એવા જ્ઞાનને પામે કે પગારને માટે તથા ધર્મપ્રમાણે અમારે બરાબર વખતે નિશાળે જઈ ઊલટથી કામ ચલાવવું જોઈએ ત્યારેજ તેઓ પોતાની ફરજ યોગ્ય રીતે બજાવી શકે.

૬૨. **इनाम अने सजा.**—નિશાળમાં બંદોબસ્ત રાખવાનાં મોટાં સાધન ભણાવવાની યુક્તિઓ અને ચતુરાઈછે. કોઈ મહેતાજી એવા સરસ હોયછે કે તેમને પ્રસન્ન કરવાને તેના ઘણાક નિશાળીઆ પાઠ શીખેછે અને નિશાળના નિયમ પાળેછે. ગુરૂને માઠું લાગે એને તેઓ મોટી સજા ગણેછે. એવા નિશાળીઆને ગુરૂની શાબાશી એ મોટું ઇનામ છે, અને ગુરૂની નાખુશી એ મોટી સજા છે. પણ એવા સારા ગુરૂ અને વિદ્યાર્થી થોડાજ હોયછે. ઘણું કરીને પાઠ સારો કરનારને, હોશીઆરીથી ઉત્તર દેનારને, પાઠમાં લક્ષ આપનારને, તથા નિશાળના નિયમ પાળનારને ઇનામની ગરજ છે અને તેથી ઊલટું કરનારને સજા કરવાની જરૂર પડેછે. વખાણવો અને નંબર ચડાવવો એ નિત્યનાં ઇનામ છે. વાર્ષિક પરીક્ષામાં જેઓ સૌમાંથી સારા માલૂમ પડે તેમને ચોપડી વગેરે ગામલોકના દેખતાં આપી ઉત્તેજન આપવું.

૬૩. સજાના હેતુ બે છે. એક વાંક કરનારના મનને કે તનને અસુખ થાય, અને બીજું તેને તથા બીજા નિશાળીઆને વાંક કરતાં અટકાવે. ક્રૂરતા કે વેરનો અંશ સજામાં ન હોવો જોઇએ. શિક્ષા કર્યાપછી અપરાધી ઉપર પાછી માયા કરવી, ઠપકો દેવો, નંબર ઊતારવા, ઘેરથી લીટીઓ લખી મંગાવવી, કે નિશાળ છૂટ્યા પછી લખીને જાય, ઊભો રાખવો, ને હથેલીમાં નેતરની સોટીએ થોડા ફટકા મારવા* એ સજાની પાંચ યોગ્ય રીત છે. મહેતાજીનો ભાર બોજ હોય, મહેતાજી ઉપર નિશાળીઆનો એટલો પ્રેમ હોય કે તેના ઠપકાને પાત્ર ન થવાને તે સંભાળ રાખે અને ઠપકાથી લજવાય તોજ ઠપકો સજા ગણાય, તોજ

---

* "નેતરના ફટકા વિષે લખ્યું છે તે ફટકા મુખ્ય મહેતાજીએજ મારવા અને તે ફકત પાંચથી વધારે ન જોઈએ." રા. સા. મોતીરામ રાજારામ, ડે. એ. ઈન્સ્પેકટર.

ઠપકાથી શિક્ષાની અસર થાય. વારે વારે ઠપકો દીધાથી તેમાં સજાનો ગુણ રહેતો નથી. નંબર ઊતારવામાં પણ ઘણી સંભાળ રાખવાની છે. ઘણા શિક્ષકો એ સંભાળ રાખતા નથી, ને તેથી તેઓના જાણવામાં નથી તેવું નુકસાન કરેછે. ગુજરાતી તથા ઇંગ્રેજી નિશાળોમાં ઘણાક અવિચારી જુવાન આસિસ્ટંટોને નંબર ઊતારવાસંબંધી તથા ભણાવવાની યુક્તિઓનું ભાન હોતું નથી, અને કઈ સજા અયોગ્ય છે તે સમજતા નથી. કિયા વાંકને માટે અને કેટલા વાંકને માટે કેટલા નંબર ઊતારવા, કિયાને માટે છેલ્લે કાઢવો તેની પ્રથમથી લાંબી નજરે ધારણા કરવી. વર્ગમાં નીચે ઊતારવામાં મોટામાં મોટી શિક્ષા છેલ્લો મોકલવાની છે. એને સાધારણ કરી નાંખવાથી મતલબ પાર ન પડતાં હાનિકારક થાયછે. ઘેરથી લખાવી મંગાવવામાં પણ ડહાપણ વાપરવું. એટલું બધું લખવાનું આપવું કે તે લખતાં નવા પાઠ કરવાને વખત રહે નહિ એ ખોટું. સહજ સહજમાં ઊભા રાખવાથી ઊભા રહેવામાં નિશાળીઆ શરમાશે નહિ. નેતર મારવી એ સૌથી મોટી સજા છે. નિશાળીઆને પણ તેમ લાગવું જોઇએ. બીજા છોકરાને તેનો અપરાધ સંભળાવી તેમના દેખતાં હાથની હથેલીમાં સોટીઓ મારવી. એ સજા જેમ ક્વચિત્ થાય તેમ તેનો ભાર વધારે પડે. હરેક સજાને આ લાગુ પડેછે, તો શારીરશિક્ષાને વધારે લાગેજ. સજા કરવી એ નાખુશીનું કામ છે. જેમ ગુરૂ સારો હોય તેમ નિશાળમાં કે વર્ગમાં સજાની જરૂર ઓછી પડે. નિશાળના વહીવટની ગોઠવણ સારી રચી હોય ને દૃઢતાથી તે પ્રમાણે વર્ત્તાય તો સજાની જરૂર ઓછી પડે. એસંબંધી નીચલી સૂચના લક્ષમાં રાખવાજોગ છેઃ—

૧ નિશાળના વહીવટને સારૂ પાકો વિચાર કરી નિયમ ઠેરવવા. વગર નિયમે કામ ચલાવવું નહિ.

૨ એ રીતે કરેલા ધારા ખચીત અને હમેશા ( એટલે તેને ફેરવ્યા ન હોય ત્યાંસૂધી ) પાળવા જોઇએ.

૩ દરેક ઝીણી બાબતને માટે કાયદા થઈ શકતા નથી. જેને વિષે આગળથી ઠરાવ કરી મૂકાય નહિ એવા સેંકડો બનાવ બને ત્યારે તેમાં શું કરવું? મહેતાજી ફરમાવે તેમ કરવું એ નિશાળીઆનો ધર્મ છે. મહેતાજીએ ઉતાવળે કે વગર કારણે અથવા અશક્ય હુકમ કરવા નહિ.

૪ વળી જે હુકમ અમલમાં આણવાનો નક્કી ઠરાવ ન કર્યો હોય તે હુકમ કરવો નહિ.

૫ મહેતાજીનો હુકમ છોકરા તુરત માને એવી રીત પ્રથમથીજ પાડવી.

૬ જે હુકમ કરવો અથવા ધારો બાંધવો તેનાં કારણ ખુલ્લાં દેખાઈતાં ન હોય તો ઘટતી રીતે સમજાવવાં. વગર સમજે આજ્ઞા માન્ય કરે તેના કરતાં સમજીને કરે તે વધારે સારૂં છે.

૭ કોઇપિણ કારણસર કદી પક્ષપાત કે અન્યાય કરવો નહિ.

૮ અયોગ્ય લાડ, મારી, કે છૂટ મૂકયાથી છોકરાની પ્રીતિ મેળવવી નહિ. એવી રીતે થયેલો સ્નેહ ખોટો છે. વાજબી અને ઘટતી સખ્તાઈ કરવાથી નિશાળીઆ તથા ઉપશિક્ષકો પ્રથમ નાખુશ થાયછે ખરા; પરંતુ મહેતાજી સર્વેપર સમદૃષ્ટિ રાખેછે, અને જે કરેછે તે તેમના ખરા કલ્યાણને માટેજ કરેછે એવું તેમને માલૂમ પડતાં વાર નહિ લાગે. ત્યારપછી તેઓ મહેતાજીને પોતાના ખરા મિત્ર અને પિતા પ્રમાણે ગણશે. તેમનું વાસ્તવિક ભલું કરવાને જેટલી મહેનત થાય તેટલી મહેતાજીએ કરવી.

૯ ગુસ્સાની લગામ મહેતાજીએ નિત્ય હાથમાં રાખવી જોઇએ. મહેતાજી પોતાના ગુસ્સાને અટકાવી અને સમાવી શકે નહિ, અને ઝટ ઝટ ક્રોધાયમાન થઈ જાય તો તેથી માઠી અસર થઈ જાયછે.

૧૦ મહેતાજીનું મન સ્થિર અને દૃઢ જોઇએ; જે ધારે તે કરેજ, પણ જે ધારવું તે પોતાનો ધર્મ શો છે તે યાદ રાખી તથા પરમેશ્વરથી બીહીને ધારવું.

૧૧ વાંક કરીશું તો સજા થશે એવું છોકરાંના મનમાં નક્કી આવે એ રીતે વર્ત્તવું.

૧૨ શિક્ષાનું કારણ છોકરાના સમજવામાં આવવું જોઇએ. વાંક કર્યો છે માટે શિક્ષા થાયછે ને તે વાજબી છે એ તેના ધ્યાનમાં ઊતરેછે ત્યારેજ શિક્ષાનો હેતુ પાર પડેછે. એકલું દુઃખ દેવું એ શિક્ષા નથી. વળી એકાંતમાં સજા કરવી કે બીજા છોકરા તે

વાત જાણે નહિ એથી પણ શિક્ષા કરવાની એક મુખ્ય મતલબ રદ જાયછે.

૧૩ ગુનાહને લાયક સજા કરવી, તેથી થયેલી હરકત અથવા નુકસાનીના પ્રમાણમાં કરવી નહિ. ઉદાહરણ—જાણે બે છોકરાએ સાહીના ખડીઆ ઊંધા વાળ્યા, તેમાંના એકે ભોંય ઉપર ઢોળી તેથી ફકત સાહી ગઈ એટલુંજ નુકસાન થયું. બીજાએ ચોપડીઓ ઉપર ઢોળી જેથી વીસ રૂપિઆની ચોપડી બગડી. એમાં બંનેનો વાંક સરખો છે માટે બેઉને સરખી શિક્ષા થવી જોઈએ.

૧૪ ગુસ્સામાં છતાં શિક્ષા કરવી એ ઠીક નથી; મહેતાજીનો તથા ગુન્હેગાર છોકરાનો ક્રોધ શમ્યા પછી સજા કરવાથી વધારે સારી અસર થાયછે. ગ્રેટ બ્રિટનમાં કેટલાક સારા મહેતાજી એમ કરેછે કે અપરાધી છોકરાને સૌના સાંભળતાં તેનો અપરાધ કહેછે, બોધ કરેછે, અને તેને માટે સજા પામવા સારૂ નિશાળ છૂટ્યાપછી બેસવાને ફરમાવેછે, ને બધા છોકરા ગયાપછી ઘટતી શિક્ષા કરેછે. એ રીત સારી છે, તેમ બધા છોકરાના દેખતાં કરવી તે પણ ખોટી નથી. જ્યારે જે રીત ઘટારત જણાય ત્યારે તે પ્રમાણે કરવી.

૧૫ શરીરને દુઃખ થયા કરતાં મનને થાય એવી સજા વધારે સારી છે. શરીરને ઇજા કર્યાવિના જ્યાંસુધી ચાલે ત્યાંસુધી ચલાવવું, પણ બોધ અને ધમકાવવાથી માને નહિ, અને તેથી છોકરાના અભ્યાસમાં હરકત પડે, નીતિનો બિગાડ થાય, અથવા નિશાળનો બંદોબસ્ત રહી શકે નહિ એવું થતું હોય તો શરીરની યોગ્ય શિક્ષા કરવી જોઇએ. એ રીતે લાચારીથી કરવું પડે ત્યારે ક્રૂરપણું કરવું નહિ, તથા જેથી સજા પામનારની તંદુરસ્તીમાં હરકત પડે તેમ કરવું નહિ. ગામઠી મહેતાજીઓની શિક્ષા કરવાની જંગલી રીતોનો કદી ઉપયોગ કરવો નહિ. અંગુઠા પકડાવવા નહિ, કેમકે તેથી વખતે છાતી અને હૃદયને હમેશાની હરકત થાયછે. કાન મરડવા કે ગાલમાં તમાચા મારવા એ પણ નુકસાનકારી છે; એથી કોઈવાર સાંભળવાની ઇંદ્રિય રદ

થાયછે. લાત, મુક્કી, ડાંસા, લપડાક વગેરે એ કામમાં હાથ, પગ વાપરવાની રીત ખોટી છે. ભુંડી ગાળો કદી દેવી નહિ. ગધેડા, લુચ્ચા, વગેરે અપશબ્દો જેમ ઓછા વપરાય તેમ સારૂં. નેતરની સોટીવતે હથેલીમાં મધ્યમ મારવું એ ઠીક છે. પરંતુ તેવું કરવા પહેલાં બીજા રસ્તા છે. બધા છોકરા ગયા પછી લખવાનું આપવું, એ વગેરે બીજી હલકી શિક્ષાથી છોકરાને શીખામણ ન લાગે ત્યારેજ નેતર વાપરવી. માફ કરવાનો પ્રસંગ જણાય તો તેમ કરવું.

૬૪. **आसिस्टंट महेताजी तथा मानिटरो**—જેમ નિશાળીઆએ મહેતાજીની આજ્ઞા પ્રમાણે ચાલવું તેમ આસિસ્ટંટ માસ્તરોએ તથા માનિટરોએ પણ તેના હુકમમુજબ વર્તવું, અને મહેતાજીએ તેના ઉપરી સાહેબ ફરમાવે તેમ કરવું. ઉપરીની સંમતિથી અને જે બાબતોમાં એ સંમતિની જરૂર ન હોય તેમાં વિચાર કરીને નિશાળના વહીવટના ધારા મહેતાજીએ રચવા. એ કાયદા પ્રમાણે આસિસ્ટંટોએ તથા માનિટરોએ કામ કરવું, અને તે અમલમાં લાવવામાં મહેતાજીને સહાય કરવી. આ પુસ્તકમાં શીખામણો છે તેમાંથી ઘણીક તેમને લાગુ પડેછે. મહેતાજી ગમે એવા સારા હોય, પણ તેના મદદગાર મહેતાજી ખોટા હોય તો નિશાળ બગડે. ઉપશિક્ષકોનાં લક્ષણ, તેમનો પોતાના કામ કરવામાં ઉમંગ, અને તેમની આવડત ઉપર જશનો ઘણો આધાર રહેછે. તેમની વર્ગમાં બંદોબસ્ત રાખવાની અને શીખવવાની ચતુરાઈ, અને નિશાળીઆની હાજરી ઉપર ધ્યાન હોય તે પ્રમાણે જશ મળે. મુખ્ય મહેતાજી એકે વખતે બધા વર્ગમાં હોઈ શકે નહિ, તેથી છોકરાને છાના રાખી યોગ્ય રીતે શીખવવું, તથા પરીક્ષા કરવી એ સહાયકારી શિક્ષકોને હાથ રહેછે.

૬૫. મુખ્ય મહેતાજીએ તેમને તેમના કામને માટે યોગ્ય કરવાપર બહુ મહેનત કરવી. દરેક ઉપશિક્ષકને ભણાવવાના સામાન્ય નિયમો તથા જે વિષયો તેમને શીખવવાના હોય તે શીખવવાની રીત શીખવવી. તે બાબત પર તેમની નોટબુક જોવી. તેઓને જે પુસ્તકોમાંથી તે સંબંધી જ્ઞાન મળી શકે તે વંચાવવાં. અમુક દિવસે નિશાળના સમય પછી તેમને ભણાવવાનો તથા તેમની જોડે ભણાવવા વગેરે નિશાળ તથા કેળવણીસંબંધી વાતચીત કરવાનો વખત રાખવો. પહેલી ચોપડીના વર્ગમાં સત-

# પરીક્ષાપત્રક.

માહે ૧૮૭ . શહેર અમદાવાદ નં° ૧ લાની નિશાળ.

| તારીખ. | વાર. | વર્ગ. | વિષય. | વખત. | વર્ગના શિક્ષકનું નામ. | શેરો. | પરીક્ષા કરનાર મુખ્ય મહેતાજીની સહી. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ લી. | બુધ. | ૪ થો. | વ્યાકરણ. | સવારે ૮ થી ૯ | ૩ જો આસિસ્ટંટ; ગોકુળદાસ કેવળદાસ. | નિશાળીઆએ હોપકૃત વ્યાકરણની કલમ ૨૦ થી ૨૫ મા સુધી મોઢે કરીછે, પરંતુ વિષય સમજ્યા નથી. ચોપડીના શબ્દેશબ્દ બોલી ગયા ને ઉદાહરણ પણ ચોપડીમાં છે તેજ આપ્યાં. ઊલટપાલટ પ્રશ્ન પૂછયા તેના ઉત્તર આપી શકયા નહિ. એથી દિલગીર થઈ હું તથા ગોકળદાસ (પહેલા છોકરાને વર્ગ સોંપી) થોડીવાર એકાંતમાં ગયા. અહીં તજવીજ કરતાં માલૂમ પડચું કે ગોકળદાસે ગઈ કાલે એ કલમો મોઢે કરી લાવવાને ફરમાવ્યું હતું, વિષય સમજાવ્યો નહતો. પાછા વર્ગમાં જઈ વિષય સમજાવવાનું કહ્યું, પણ તેનાથી તે બરોબર કરી શકાયું નહિ. માટે મેં પાઠ આપી દેખાડચા. | રામશંકર જેદેવ, મુખ્ય મહેતાજી. |
| ૨ જી. | ગુરૂવાર. | ૧ લો વર્ગ. | આંક. | ૩–૩૦ થી ૪ | ૫ મો આસિસ્ટંટ, જેરામ ગોપાળ. | આંક અને તેના અર્થની પરીક્ષા લીધી. સવાલ પૂછયો કે એક આનાનું દશ મણ તો દશ આનાનું કેટલા મણ? છોકરા જવાબ દઈ શકયા નહિ ત્યારે એકદાન દશનો પાડો ભણાવ્યો. જે બેની પાસે તે બોલાવ્યો તેઓ બરાબર બોલ્યા પછી દાયે દાયે સો ભણ્યાનો અર્થ પૂછયો ત્યારે ૧. ૧૦. ૧૦૦ એમ આંકડા લખી બતાવ્યા, પણ તે સમજાવી શકયા નહિ. એ જોઈ મેં આંકના અર્થનો પાઠ આપ્યો, ને શિક્ષકને તાકીદ કરી કે આળસ ન કરતાં હવેથી એ પ્રમાણે શીખવવું. | રામશંકર જેદેવ, મુખ્ય મહેતાજી. |
| ૩ જી. | શુક્રવાર. | ૫ મી ચોપડીનો વર્ગ. | માના ગુણ વિષે ૪૧ મો પાઠ. | ૮ થી ૮–૩૦ | ૨ જો આસિસ્ટંટ, દેવશંકર મહાદેવ. | પાઠ આપવાની હોશીઆરી સારી જોઈ. પહેલી બે લીટીને ગદ્યના રૂપમાં મૂકતાં સંભાળથી શીખવી. પછી છોકરા પોતાની મેળે તેમ કરવા લાગ્યા. તાલ બરોબર શીખવ્યા, પણ લઘુ ગુરૂ અક્ષર ન બતાવ્યા તે શીખવવાની સૂચના કરી. | રામશંકર જેદેવ, મુખ્ય મહેતાજી. |
| | | ૬ ઠ્ઠી ચોપડીનો વર્ગ. | હિંદુસ્તાનનો ઈતિહાસ. મરેઠી રાજ્યની ઉત્પત્તિ. | ૮–૩૦ થી ૯ | ૧ લો આસિસ્ટંટ, હરજીવન પ્રાણશંકર. | ઈતિહાસ અને નકશાનો સંબંધ ભૂલી જઈ પાઠ ચલાવતા હતા. મને આવતો દેખીને નકશો લેવા છોકરાને દોડાવ્યો. પાઠ વગર ચોપડીએ ઠીક આપ્યો. પુનરાવર્ત્તનના પ્રશ્ન મેં પૂછયા, ઉત્તરથી હું રાજી થયો. | |
| ૪ થી. | શનિવાર. | ૪ થી ચોપડીનો વર્ગ. | વાંચન, અંકગણિત, અને અક્ષર. | ૮–૩૦ થી ૧૦ | કરમચંદ વીરચંદ. | ગયા સોમવારથી શુક્રવાર સુધીમાં ચાલેલા પાઠ ૨૬ થી ૨૯ તપાશ્યા. વાંચવામાંભૂલો ઘણી કરી. ઉચ્ચાર ઉપર લક્ષ્ય આપેલું જણાતું નથી. શબ્દના અર્થ સારા કર્યા. સોમવારે એ પાઠ સારા વાંચતાં શીખવવાની સૂચના કરી. અંકગણિતના ત્રણ દાખલા મંડાવ્યા તેમાં નીચલા બે છોકરાએ એકે ન કર્યો. સાત છોકરાએ ત્રણે કર્યા, ને ચારે બે કર્યા, તેથી એ કામમાં વર્ગની પરીક્ષા ઊતરી ગણુંછું. અક્ષર ઉપર વધારે ધ્યાન આપવાની જરૂર છે. પરંતુ છેલ્લી પરીક્ષા એક મહીના ઉપર કરી હતી તે કરતાં હાલ સુધારો થયો જણાયછે. રામશંકર જેદેવ, મુખ્ય મહેતાજી. | |

વારીઆમાં એક દિવસ જઈને જોવું કે શિક્ષક રીતપ્રમાણે શીખવેછે કે નહિ, અને આંક ભણાવી સમજણ પાડેછે કે નહિ તે તપાસવું. ન આવડે તો પંડે પાઠ આપી દેખાડવો. બીજે દિવસે બીજા વર્ગમાં જઈને તેપ્રમાણે કરવું. એમ દરેક વર્ગમાં વારા ફરતી જઈ તપાસ રાખવી. વખતે ઓચિન્તા જઈ જોવું. જેમ ઉપલા વર્ગોઉપર ધ્યાન આપવું તેમ નીચલા વર્ગોઉપર પણ આપવું. દરેક શિક્ષક પોતાના વર્ગમાં બૂમાટ થવા ન દે, હાજરી ઉપર લક્ષ આપે, નિશાળીઆ પાઠ કરેછે કે નહિ તેપર નજર રાખે, તેમના ઉપર જુલમ ન કરે, તેમને ગાળો ન ભાંડે, ને તેમને સુધારે એવી ગોઠવણ કરવી. વર્ગમાં દર સતવારીઆમાં કેટલો અભ્યાસ ચાલે તેની નોંધ રખાવવી અને તે તપાશી તેઉપર સહી કરવી. કામ બરોબર લેવું તેની જોડે તેમના ઉપર હેત રાખવું, ને તેમને સુધારવાને તથા તેમનું ભલું કરવાને સદા કોશીશ કરવી. તેમને ખાનગી નોકરજેવા ગણવા નહિ. તેમની જોડે ન્યાયથી વર્ત્તવું. નિશાળનું કામ સારૂં કરે તે વધારે પ્રીતિને પાત્ર છે. શિક્ષકનું કામ ઘટતી રીતે કરી શકે માટે તેમના જ્ઞાનમાં વધારો થાય તેમ કરવું. અઘટતી રીતે વર્ત્તે તેવાને ચેતાવવા. તેમની ખુશામત વગેરેથી ભૂલાવામાં ન પડવું.

૬૬. **પરીક્ષા**—કોઈક મહેતાજી કે ઉપશિક્ષક પોતાના કામપર આસક્ત હોઈ પરમેશ્વરનો ભય મનમાં રાખી પોતાનો ધર્મ યથાશક્તિ અને યથાયોગ્ય બજાવે, પરંતુ ઘણું કરીને પરીક્ષામાં જશ મળે તેઉપર નજર રાખી મહેતાજી વર્ત્તેછે. ટ્રેનિંગ કાલેજમાં ભણાવવાની રીતોનું અને કેળવણી આપવાના નિયમોનું માનસિક અને અનુભવી જ્ઞાન મેળવી નિશાળ ચલાવવા જનારા મહેતાજીઓ થોડા કાળમાં એ જ્ઞાન કોરે મૂકી કે ભુલી જઈ માત્ર પરીક્ષાને અનુસરેછે. માનિટરો, પ્યુપિલ ટીચરો, અને આસિસ્ટંટો મુખ્ય મહેતાજી તેમના વર્ગોની તપાસ રાખે, અને વખતે વખતે જે રીતે પરીક્ષા લે તે રીતે ભણાવે; પરીક્ષામાં જે પૂછે તે શીખવે; ઘણું કરીને જેવા પરીક્ષા લેનારા તેવા તેમના હાથનીચેના શિક્ષકો હોયછે. નિશાળીઆના હમેશના લાભઉપર લક્ષ રાખી દરેક વર્ગની પરીક્ષા કરવી ઘટારત છે. જેમ સઘળી નિશાળોમાં અભ્યાસનાં એક સરખાં ધોરણ કર્યાંછે, તેમ પરીક્ષાનાં પણ હોવાં જોઈએ. જેમ શીખવવાના નિયમો છે તેમ પરીક્ષાના પણ છે, શીખવેલા વિષયની પરીક્ષાની સાથે શીખવ-

વાની રીતોની પરીક્ષા મહેતાજીએ કરવી તથા શિક્ષકે નોટો લખી હોય તે જોવી. જેને એ રીતોનો ઉપયોગ કરવાનો મહાવરો હશે તેજ એમાં જશ પામશે. વળી હરરોજ પાઠ શીખવ્યા પછી ટૂંકામાં પુનરાવર્તન કરવું.

૬૭. માસિક, ત્રિમાસિક, છમાસિક આદિ પરીક્ષા કરવાના નિયમોઃ—

(૧.) આંકની પરીક્ષા વખત પલાંકાંની જોડે તેના અર્થ પૂછવા. ઉદાહરણ—વીસે દાન બસેં એટલે શું? પંદર બારાં એંશી સો એટલે શું? ૭ા નો પા એટલે શું? ૪૫ નો દોઢ શા વાસ્તે? એમ સવાયાં, દોઢાં, અઢીઆં, ઊઠાં, પાન, વગેરે જે પૂછવામાં આવે તેના અર્થ પૂછવા. વખત થોડો હોય તો થોડાં પલાંકાં પૂછવાં, પણ તેની હારે અર્થ જરૂર પૂછવા.

(૨.) અંકગણિતના દાખલાની જોડે તેની રીતો અને રીતોનાં કારણ પૂછવાં. વખત થોડો હોય તો દાખલા થોડા પૂછવા. બધા દાખલાની રીતો અને કારણો પૂછવાની જરૂર નથી. હરકોઈ એક પૂછવામાં આવે તો શીખવનારને રીતો અને કારણો શીખવવા પર કાળજી રહે. નાની ઉમરનાં છોકરાં કરતાં મોટી ઉમરનાં છોકરાંમાં આવિષે સમજ વધારે જોઈએ માટે નાની ઉમરનાંને કાંઈક છૂટ આપવી. બધા દાખલા બહુ અઘરા કે બહુજ સહેલા ના આપવા. ઘણી કઠણ નહિ ને અતિ સહેલી નહિ એવી મધ્યમ પરીક્ષામાં ઘણા નિશાળીઆ પાસ થાય એ હેતુ મનમાં રાખવો. ચાર દાખલા આપવા તેમાં એક કઠણ, બે મધ્યમ એટલે ઘણા અઘરા નહિ ને છેક સહેલા નહિ એવા, ને એક સહેલો રાખવો. દોકડા ( માર્ક ) ની વહેંચણ એવી કરવી કે એ ચારમાંના બે જે ખરા કરે તે પાસ થાય; ત્રણ કરે તે વધારે સારો, ને ચારે કરે તે તેથી સરસ. જેમના ચારે ખરા હોય તેમને હરકોઈ દાખલાની રીતનાં કારણ પૂછવાં. ચારે કોઇના ખરા ન હોય તો ત્રણવાળામાંથી કોઇને પૂછવાં. ચારે દાખલા અને પૂછેલાં કારણો જેને આવડે તે પૂરા દોકડા મેળવી સર્વોત્તમ ગણાય. રીત ના આવડે તો દાખલો ખોટો ગણવો, પણ રીતનાં કારણ ના આવડે તો ખોટો ના ગણવો. પરંતુ ઘણાને તે ના આવડે, હોશીઆર છોકરાને પણ ના આવડે, તો શેરામાં શિક્ષકને ઠપકો લખવો.

૩. લેખાંના ચાર દાખલા આપવા, ને તેમાંના હરકોઈ એકની કૂંચીનાં કારણ પૂછવાં. દરેક દાખલાના દોકડા એટલા રાખવા કે ચારમાંન

બે ખરા તે માત્ર પાસ થાય; ત્રણ ગણે તે તેથી સરસ અને ચારે ગણે ને કુંચીનાં કારણ બતાવે તે સર્વોત્તમ. કુંચીનાં કારણને માટે દોકડા રાખેથી એમ થઈ શકે.

(૪) ગઈ પરીક્ષા પછી લખેલી ગુજરાતી તથા બાળબોધ કાપીબુકો જોવી. એને માટે દોકડા આપવામાં લખાણની ચોખાઈ, ને વધતા સુધારા તથા ધોરણને મળતા આવતા અક્ષરપર નજર રાખવી. અર્ધા દોકડા તેને માટે આપવા. પોતાની રૂબરૂ પરીક્ષા સમે પાંચ પાંચ લીટી લખાવી તેનો નમુનાના અક્ષરને મળતો મરોડ, શબ્દે શબ્દનું છૂટું પાડવું, કલમ ઝાલતાં આવડવું, નાના અક્ષરવાળાને વગર આંકણીએ લીટી દોરવી, સાહીથી આંગળીઓ કે કાગળ ખરડે નહિ ને લખતાં સાહી છાંટે નહિ તેપર નજર રાખી આપવા. પહેલા વર્ગના નિશાળીઆને લેખણ ઘડતાં આવડેછે કે નહિ તે તપાસવું.

(૫) ડિક્ટેશન ગુજરાતી અક્ષરમાં લખાવવું કેમકે બાળબોધ અક્ષર ચોપીચોપીને લખવાના છે, ઉતાવળે લખવાના નથી. ઉપલી કલમમાં પરીક્ષકે પોતાની રૂબરૂમાં લખાવી જોવાનું કહ્યું તેમાં ગુજરાતી અક્ષર આ લેવા. એથી ઝડપથી સારા દસકત લખી શકેછે કે નહિ તે જણાશે. ધોરણની જે ચોપડીની પરીક્ષા આપે તેમાંથી હરકોઈ પાઠ જેથી તેમનું હ્રસ્વ, દીર્ઘ અને જોડાક્ષરનું જ્ઞાન માલૂમ પડી શકે તેવો લઈ તેના હરકોઈ ભાગમાંથી પાંચ લીટીઓ નિશાળીઆના સાંભળ્યામાં આવે એવે સાદે તથા ઊતારી લેવાય તેમ હળવે હળવે શબ્દે શબ્દ શુદ્ધ ઉચ્ચારથી વાંચવી. પાંચમી ચોપડીથી કાગળ ઉપર સાહીથી લખાવવું અને ત્યાર પહેલાં એટલે ચોથી સૂધી સ્લેટ ઉપર લખાવવું. એક વાર એમ ધીમે વાંચી સ્લેટ કે કાગળ તુરત લઈ લેવા. ચોપડીમાં લખ્યા પ્રમાણે જોડણી જોવી, પરંતુ ચોપડીમાં ભૂલ હોય તે સુધારી લખ્યું હોય તો તેને પણ ખરૂં ગણવું. તેજ શબ્દ એકથી વધારે વાર આવે તેની જોડણી ઉપર કહેલી બેમાંની એકે રીતે ખરી ન લખી હોય તો ભૂલ તેની એકજ ગણવી. પાંચ ભૂલે ડિક્ટેશનમાં નાપાસ કરવો. અનુસ્વારની આખી ચૂક ગણવી. એમ જોડણીની ભૂલો બધી નિશાળોમાં એકસરખી અને નક્કી રાખવાથી ઘણો લાભ થશે.

૬. વ્યાકરણને વાંચન જોડે ભેળી ના દેવું. નીચલાં અને ઉપલાં ધો-

રણોમાં એ વિષયની જુદી પરીક્ષા કરવી. વ્યાકરણના પ્રશ્નોમાં વ્યાખ્યા અને નિયમો, પદચ્છેદ, અને વ્યાકરણ પૂરૂં કર્યું હોય ત્યાં ટૂંકો નિબંધ જોઇએ. લખેલા સવાલ ઉપરાંત મ્હોડે પરીક્ષા લેવી ને અર્થ તથા કારણો પૂછવાં. નીચલાં ધોરણોમાં વ્યાખ્યા અને કારણ પૂછવાં નહિ, ઉપલાં ધોરણોમાં પૂછવાં. ઉદાહરણ, વિભક્તિ શીખેલા છોકરાને વિભક્તિની જરૂર શી તે પૂછવું. ચોપડીમાં વિભક્તિની વ્યાખ્યા લખી છે તે તો અનાડી મહેતાજીના નિશાળીઆ પણ ગોખી રાખે તો કહે, પણ તેની સમજણ માગીએ તો તેના જવાબ શીખવનારની ચતુરાઈ અને પદ્ધતિ પ્રમાણે શીખવ્યું છે કે નહિ તે દેખાડી આપે.

(૭) ભૂગોળવિદ્યાના સવાલમાં એવા પણ હોવા જોઇએ કે તેથી નિશાળીઆનું નકશાનું જ્ઞાન નકશો મ્હોડા આગળ ન છતાં જણાય. આ તથા હરેક વિષયની પરીક્ષા પરીક્ષક નિષ્પક્ષપાત હોય તોજ જોઇએ તેવી થાય. અયોગ્ય મહેરબાની રાખી બધા પ્રશ્ન એવા સહેલા હોઇ શકે કે નિશાળીઆને છેક ઉપલક અને અલ્પજ્ઞાન છતાં તેઓ પાસ થાય. મુર્ખ કે અપ્રમાણિક કે આળસુ પરીક્ષકોના તાબાની નિશાળોમાં ભણનારને ભૂગોળવિદ્યા, વ્યાકરણ, ઇતિહાસાદિ વિષયોનું વાસ્તવિક જ્ઞાન મળતું નથી, તથા કેળવણીથી મળતા લાભ થતા નથી. પરીક્ષા લેવી એ શું શીખવવું તેનો શિક્ષકને પાઠ આપવા જેવું છે. ઉદાહરણ, મુખ્ય મહેતાજી દરરોજ દરેક વર્ગમાં તેના શિક્ષકની જોડે રહી શકતો નથી. વખતે થોડીવાર માત્ર ત્યાં હોઈ શકેછે તેથી તે શિક્ષકનું કરેલું કામ પરીક્ષામાં જોઇ શકેછે. મહેતાજી પરીક્ષામાં જેવી તરેહનું પૂછશે તેવી તરેહનું તે શિક્ષક શીખવી બીજી પરીક્ષાને માટે વર્ગને તૈયાર કરશે. નકશો, દેશની અવસ્થા, પ્રજાનાં લક્ષણાદિકનું જ્ઞાન જણાય તેવા પ્રશ્ન પૂછવા.

(૮) ઈતિહાસમાં પણ નિશાળીઆની સ્મરણશકિતની જોડે અવલોકન, તુલનાદિક શકિતઓની, તથા તેઓ નીતિનો બોધ કેટલો પામ્યા, તથા રાજકાજસંબંધી જ્ઞાન તેમણે કેટલું સંપાદન કર્યું તે જણાય તેવા પ્રશ્નો ઉપલાં ધોરણો શીખનારને પૂછવા. પ્રજાની ચડતી પડતી, ઉદય, અસ્ત, હારજીતનાં કારણ, લોકના સ્વભાવ, લક્ષણ વગેરે પૂછવાં.

(૯) વાંચનની પરીક્ષા ચોપડીમાંના એક બે કે વધારે વાક્યો વંચાવે ને પછી ચોપડી બંધ કરી તે બોલાવી જઈ તેમાંના બે ત્રણ શબ્દના અર્થ

અને મૂળ પૂછે બરાબર થતી નથી. શું વાંચ્યું તે કહો એ પ્રશ્નથી વાંચનારની સ્મરણશક્તિની માત્ર પરીક્ષા થાય. એવી પોપટીઆ પરીક્ષાથી કેળવણીની પરીક્ષા થતી નથી. વાક્યો બોલી શકે તેથી તેમાંનો અર્થ સમજ્યા એમ માનવું નહિ. કેટલાક પરીક્ષકો કહેછે કે મતલબ કહી જાઓ, ત્યારે નિશાળીઆ વાક્યોનો કાંઈક ભાગ બોલેછે. એમાં એ ભાવાર્થ સમજ્યા છે એ નક્કી જણાતું નથી. કોઈકોઈને એમ પૂછ્યું તો ફીકર નહિ, પણ બધાને સદા એમ પૂછવાથી શિક્ષકોને અર્થ સમજાવવાની ગરજ રહેતી નથી, માટે વંચાવીને તેમાંથી અર્થના સવાલ પૂછવા. શબ્દોના સંબંધ, એ ઠેકાણે અર્થ તથા બીજા અર્થ હોય તે, તે શબ્દોને ઠેકાણે બીજા શબ્દો, ભાવાર્થ કાઢવાના પ્રશ્નો, કોઈ અભિપ્રાય હોય તો તેનાં કારણ, શબ્દોનાં મૂળ, તે મૂળપરથી થયેલા બીજા કુટુંબી શબ્દો, વગેરે પૂછી ભણનારનું મન કેટલું કેળવાયું છે તથા તેના જ્ઞાનનો ભંડાર કેટલો છે તેની શોધ થાય તેમ કરવું. છઠ્ઠી અને સાતમી ચોપડીવાળાને ચોપડીમાંના વિદ્યા તથા નીતિના પાઠમાંથી પ્રશ્ન કાગળ ઉપર લખાવવા. એ વર્ગમાં વાંચનના દોકડાનો અર્ધો ભાગ લઈ એના ઉત્તરને માટે વાપરવો. કવિતા મ્હોડે કરી હોય તેમાંથી થોડી બોલાવી તેનો અન્વય, અર્થ, માપ, તાલ, રસ, અલંકાર વગેરે પૂછી તેમની શીખેલી કવિતાના જ્ઞાનની ખોળ કરવી. ગદ્ય વાંચવામાં જેમ શુદ્ધ ઉચ્ચાર, ઘટતી ઉતાવળ ખરી ઢબ વગેરે તપાશીએ છીએ તેમ કવિતામાં પણ કરવું. તાલ કે ઢાળ પ્રમાણે અને રસાલંકાર દર્શાવે તેમ ખરી રીતસર કવિતા વાંચે કે બોલે તે પ્રમાણે નિશાળીઆને વધારે દોકડા આપવા.

૧૦. એ સર્વ ઉપરાંત વર્ગ અને નિશાળીઆની સામાન્યાવસ્થા જોવી. નિશાળીઆની સભ્યતા, તેમના અંગની સ્વચ્છતા, તેમની વાણીની શુદ્ધતા, અદબ, છાના રહી પોતાના કામમાં ધ્યાન આપવાની અને શિક્ષકનો ઝટ હુકમ માનવાની ટેવ, નિશાળીઆનાં આચરણ, તથા શિક્ષકોની રહેણીની તપાસ કરવી. આ પુસ્તકમાં દર્શાવ્યા પ્રમાણે ભણાવ્યું છે, કે જુની અનાડી રીતે માત્ર ચોપડીનાં પાનાં ગોખાવવામાં કાળ કાઢયો તે યુક્તિથી શોધી કાઢવું કે શિક્ષકોની મહેનત અને યોગ્યતા જણાય. ચોપડીમાંથી ગોખેલું તો નિશાળીઆની મહેનત, તથા શીખવનારની જાગૃતિ અને ધાક દેખાડેછે. એથી આપણો મોટો હેતુ જે મનને કેળવવું તે

પાર પડતો નથી. એકલા ગોખાવાપરથી મનની બધી શક્તિઓની કેળવણી જણાતી નથી. નિશાળીઆ કેળવણી કેટલી પામ્યા છે તે પરીક્ષકે અવશ્ય જાણવું જોઇએ ને તે પ્રમાણે તેને ફળ મળવાં જોઇએ.

---

# प्रकरण ७ मुं.

## कन्याशाळाने माटे सूचना.

૬૮. કન્યાશાળાને માટે ભણાવવાના નિયમ જુદા નથી. આ ચોપડીમાં લખેલા નિયમો કન્યાશાળાના શિક્ષકે લક્ષમાં રાખવા, અને તે પ્રમાણે વર્તવું. છોકરીઓની નિશાળોને સારૂ ધોરણ નોખાં કર્યાં છે તેનાં કારણ ત્યાંના શિક્ષકોએ જાણવાં જોઇએ. પુરૂષ અને સ્ત્રીનાં કામ સંસારમાં ભિન્ન છે, તે ધ્યાનમાં રાખી છોકરાની અને છોકરીઓની નિશાળોમાં શીખવવાની બાબતોનાં ધોરણ ઠરાવ્યાં છે. માણસની એ બે જાત પોતપોતાનાં સંસારી કામકાજ સુનીતિએ કરી શકે અને સુખી થાય એ હેતુ કેળવણી આપવાનો છે. દરેક વર્ગને ભણાવવાના વિષયો ધોરણોમાં લખ્યા છે, તે ઉપરાંત બીજી બાબતો પર શિક્ષકે ધ્યાન આપવાની જરૂર છે. નિશાળમાં દાખલ થાય ત્યારથી બાળકીઓની તંદુરસ્તી, સુઘડતા, અને સુનીતિ વધે તેવા ઉપાય કરવા. રમતથી તંદુરસ્તી સુધરેછે, નીતિ શીખવવાનો લાગ મળેછે, અને નિશાળે આવવામાં ઓછો અભાવ થાયછે. માટે નિશાળના મકાનમાં, તેના આંગણામાં, કે તેને લગતી જગામાં સોઇ હોય તો બાળકીઓ થોડીવાર રમી શકે એવી ગોઠવણ કરવી અને યોગ્ય સાધન પૂરાં પાડવાં. બીજું મોટું કામ તેમનું લક્ષ સુઘડતાપર લગાડવાનું છે. નિશાળમાં નિત્ય નિર્મળ તાજા પાણીનું કુંડું ભરાવવું. જે છોડીઓ ગંદી આવે તેના હાથ, પગ, ને મોઢું તે પાણીવડે ધોવડાવી વર્ગમાં બેસાડવી. માથાનાં લટીઆં લબડતાં હોય અને વાળ વીખરાયલા હોય તો તે ઠીક કરાવવા. છોડી બાળક હોય ને પોતાને હાથે કરતાં ન આવડે તો વર્ગની મોટી છોડી પાસે જરા પાણીનો હાથ લગાડી માથાના કેશ સુઘડ સ્થિતિમાં મુકાવવા. એમ કરવાથી

બાળપણથી તેમનું લક્ષ સુઘડતાપર ચોટશે, ને સારી ટેવ પડશે. મેલાં લૂગડાં પહેરી આવનાર છોડી મોટી હોય તો તેને શીખામણ દેવી કે પોતાને હાથે ધોઇને પહેરે. વગ લાગે તો નાની છોકરીની માને મીઠાશ અને યુક્તિથી મેલ વગરનાં લૂગડાં પહેરાવવાનો બોધ કરવો. ફાટેલાં વસ્ત્ર પહેરીને આવે તો તેનો ઉપાય તો નિશાળમાં થઇ શકે. કન્યાશાળામાં શીવતાં શીખવવાનાં સાધન હોવાં જોઇએ. દોરો ભરાવી આપવો કે છોડીને હાથે શીવતાં આવડે તો તેનીજ પાસે તેનું વસ્ત્ર સંધાવવું. વેતરતાં ને શીવતાં શીખવવું તેમ થીગડાં દેતાં પણ શીખવવું. બની શકે તો થીગડાનું લૂગડું છોડીને ઘેરથી મંગાવવું, અથવા કાંઇ બીજી તદબીર કરવી. આરોગ્યતાનાં મૂળતત્વોપર તેમનું લક્ષ પ્રસંગોપાત લગાડવું. ચોટલો મેલો ન રાખવો, તેમાં જૂઓ અને લીંખ ન રાખવી, અંગના કોઇ પણ ભાગપર મેલ ના રાખવો, ઘર ચોખ્ખું રાખવું, લૂગડાં, ઘરેણાં, વાસણ ચોખ્ખાં રાખવાં વગેરે સુઘડ સ્ત્રીનાં લક્ષણ શીખવવાં તથા સદાચરણનો બોધ કરવો. આ બધી બાબતો નારીજાતને અતિ ઉપયોગી છે. ભણેલી સ્ત્રીમાં એ લક્ષણો હોવાં જોઇએ. નિશાળમાં કેળવાયલી સ્ત્રીઓ સુઘડ, સદ્ગુણી અને આરોગ્યતાંના મૂલતત્વો જાણનારી ને પાળનારી હોવામાં નિશાળની આબરૂ છે. એજ નિશાળનો આધાર છે માટે શિક્ષકોએ એ ઉપર ખૂબ લક્ષ આપવું એ તેમનું કર્ત્તવ્ય છે. લનો ર, તનો ટ, વગેરે ખોટા ઉચ્ચાર કરવાની ટેવ ઘણી છોડીઓને હોયછે, તે હરવખતે ટોકીને મૂકાવવી. બાઇડીઓમાં પોતાની છોડીઓને રાંડો, મુઇ, વગેરે ગાળો દેવાની નઠારી ચાલ છે, તે ઉપર ઉપલા વર્ગોમાં ચર્ચા કરવી, અને વખતે વખતે બોધ કરવો કે પોતાનાં છોકરાંને અને બીજાને ગાળો દેવી એ અવિવેક તથા અનીતિનાં બીજ રોપવાનો ઉપાય છે માટે કેળવણી પામેલી સ્ત્રીએ તેમ ન કરવું. છોકરાંને ઘરેણાં પહેરાવવાની તથા બાળલગ્નની રૂઢીથી થતી હાનિ પ્રસંગોપાત છોકરીઓના મનપર ઠસાવવી. ભાર્યાના ધર્મ, માના ધર્મ વગેરે સ્ત્રીનાં કર્ત્તવ્યો મોટી ઉમરની ભણનારીઓને યોગ્ય રીતે સમજાવવાં. ઘર ચલાવવામાં જે ગુણોની જરૂર છે, ને કામો કરવાનાં છે તે તેમને શીખવવાં. આળસુ, અડ, ગંદી, લડકણી, તાઢું અને ગોજું ખાનારી નારીઓ ને ફુવડ વિષે ઉપલા વર્ગોમાં નિબંધ લખાવવા, ને તેમાં

તેમનો ને સદ્‌ગુણી, સુઘડ ને સદાચરણી સ્ત્રીઓને તેમની જોડે સરખાવી એનો ભેદ લખાવવો. સાસુએ વહુ જોડે, નણંદે ભોજાઈ જોડે, વહેવાણે વહેવાણ જોડે કેમ ચાલવું જોઈએ તેવિષે, તથા સ્ત્રીઓને બીજા લગતા સંસાર વહેવારની બાબતોપર વિચાર કરતાં શીખવવું. નિશાળેથી ઊઠ્યાપછી વાંચવાનો મહાવરો રાખવાની જરૂર સમજાવવી. ઘરનો ખર્ચ ચલાવવા વિષે ચર્ચા કરવી. ઘરખર્ચનો હિસાબ રાખવાની બે રીતના નમૂના આ સાથે છે તે સમજાવવા, અને તેવા લખાવી મંગાવવા. ઘરખર્ચનો હિસાબ સ્ત્રીએ પોતે રાખવો જોઈએ તેનાં કારણ સમજાવવાં. એ નમુનામાં સમજણ પડ્યા પછી સહજ ખતવતાં શીખવવું, કે હર વરસે અમુક બાબતમાં શો ખર્ચ થાયછે તે જણાય. જેમકે અનાજખાતે કેટલો, ઘીખાતે કેટલો, લુગડાંખાતે કેટલો ખર્ચ થયો તે જાણવાને ખાતાવહી કરતાં શીખવવું. સાદી રીત રાખવી. સરવૈયાં, ને ખાતાં માંડી વાળવાની ભાંજગડમાં નાંખવાં નહિ. સારી રીતે ઘર ચલાવવાને જેટલું ઉપયોગનું છે તે જાણવાની માત્ર જરૂર છે. ધોબીને ધોવા આપવાનાં લુગડાં નોંધી રાખવાની ચોપડી રાખવી, તે મેળવી લેવાં, છોકરાં કે ભાયડાનાં અને પોતાનાં લુગડાં ફાટે તે સાંધવાં, અને ચોળી, કાંચળી, ટોપી વગેરે નવરાશની વેળાએ શીવવાં, પોતાનાં બાળકની સંભાળ કેમ લેવી, તેમને ઉછેરવાં, ભૂત વગેરે વહેમથી દૂર રાખવાં, તેમને સુઘડ રાખવાં, ટેવથી સુનીતિ શીખવવી, તેમને ભણાવવાપર લક્ષ આપવું અને ખર્ચ કરવો વગેરે સંભાળીને કરવું એ ઘટે તેવી વાતચીતથી ચર્ચા કરાવીને તથા ઉપદેશ કરીને ઉપલા વર્ગની મોટી છોકરીઓના મનપર ઠસાવવું. સારી કેળવણીની અસર રૂઢીઓમાં સુધારો થવાથી જણાવવી જોઈએ. ઉદાહરણ, હવે જેમ કેળવણી પામેલા પુરૂષો હોળીમાં ભૂંડું બોલતાં લજવાય છે, તેમ કેળવાયલી સ્ત્રીઓ લગ્નમાં ફટાણાં ગાતાં અને માંહોમાંહે ભૂંડી વાતો કરતાં શરમાઈ તેમાં સામિલ ન થાય.

# સ્ત્રીઓએ ઘરનો હિસાબ રાખવાની ચોપડીનો નમૂનો

## સંવત્ ૧૯૩૪. સને ૧૮૭૭.

### રોજમેળ.

### કારતક સુદ ૧ વાર મંગળ. નવેમ્બર તા. ૬ ઠી.

| જ | ઉ |
|---|---|
| રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. |
| ૨૫—૦—૦ ગયા દિવસની શીલક. | ૧—૦—૦ રવીચંદ એમચંદ કણદોઈને બરફી શેર ૭ નો. |
| | ૦—૬—૦ સોપારી શેર બે. |
| | ૦—૦—૯ શાક કારેલાં શેર ૧ાા. |
| | ૦—૧—૬ દહીં શેર બેના. |
| | ૦—૦—૬ પાન નંગ ૧૫. |
| | ૧—૮—૯ |
| | આજનો ખર્ચ ૧—૮—૯ |
| | આવતી કાલને માટે શીલક. ૨૩—૭—૩ |
| | ૨૫—૦—૦ |

### કારતક સુદ ૨ વાર બુધ. નવેમ્બર તા૦ ૭ મી.

| જ | ઉ |
|---|---|
| ૨૩—૭—૩ ગયા દિવસની શીલક. | ૦—૧૦—૦ ચી. મોતીભાઈને સારૂ ટોપી લીધી તેના. |
| ૩૫—૦—૦ ચૌટાની દુકાનના ભાડાને પેટે. | ૦—૧—૩ શાક, આદું, ફુદીનો, છૂટ. |
| ૫૮—૭—૩ કુલ જમા. | ૦—૧૧—૩ |
| | આજનો ખર્ચ રૂ. ૦—૧૧—૩ |
| | આવતી કાલને માટે શીલક. રૂ. ૫૭—૧૨—૦ |
| | રૂ. ૫૮—૭—૩ |

## કારતક સુદ ૩ વાર ગુરૂ. તા ૮ મી નવેમ્બર.

| જ | ઉ |
|---|---|
| ૫૭—૧૨—૦ શીલક. | ૦—૧—૩ દૂધ. |
| | ૦—૧—૬ ગોળ. |
| | ૦—૨—૦ મરી, ધાણા, હીંગ. |
| | ૦—૧—૦ દળનારીને દશ શેર બાજરી દળ્યાનો. |
| | ૦—૫—૯ |
| | આજનો કુલ ખર્ચ. ૦—૫—૯ |
| | આવતી કાલને સારૂ શીલક. ૫૭—૬—૩ |
| | ૫૭—૧૨—૦ |

## કારતક સુદ ૪ વાર શુક્ર. તા૦ ૯ મી નવેમ્બર.

| જ | ઉ |
|---|---|
| ૫૭—૬—૩ શીલક ગઈ કાલની. | ૦—૨—૦ મોતીભાઈની નિશાળની ફી. |
| | ૦—૧—૦ મણીબેનને સારૂ પહેલી ચોપડી. |
| | ૫—૦—૦ ઘીકાંટેથી ઘી શેર ૧૨ા આણ્યું. |
| | ૧—૦—૦ ઘાંચી જેઠા વીઠલને દીવેલ શેર ૬ નો. |
| | ૦—૦—૮ શાક તથા પાન ને કાથો. |
| | ૬—૩—૮ |
| | આજનો ખર્ચ. ૬—૩—૮ |
| | આવતી કાલને સારૂ શીલક. ૫૧—૨—૭ |
| | ૫૭—૬—૩ |

## કારતક સુદ ૫ શનિવાર. તા૦ ૧૦ મી નવેમ્બર.

| જ | ઉ |
|---|---|
| ૫૧-૨-૭ શીલક. | ૫—૦—૦ ધોબીને ગયા વરસની ધોલાઇના. |
| | ૫—૦—૦ બાજરી મણ પાંચના. |
| | ૦—૦—૭ શાક તથા મસાલો. |
| | ૦—૦—૯ દૂધ શેર ૧ા. |
| | ૦—૦—૫ શેલડી છોકરાને સારૂ. |
| | ૧—૦—૦ મીઠું મણ પોણો. |
| | ૩—૦—૦ ચાકર નરસઈનો ગયા માસનો પગાર. |
| | ૧૪—૧—૯ |
| | આજનો કુલ ખર્ચ. ૧૪—૧—૯ |
| | આવતી કાલને માટે શીલક. ૩૭—૦—૧૦ |
| | ૫૧—૨—૭ |

# ઘરનો હિસાબ રાખવાની રીતનો બીજો નમૂનો.

| જમા. | તારીખ. | આસો સંવત્ ૧૯૩૪. નવેમ્બર સને ૧૮૭૭. | રૂ. | આ | પૈ. |
|---|---|---|---|---|---|
| ૩૦-૦-૦ શીલક ખર્ચને સારૂ. | ૧ | કંસારને સારૂ ગોળ ... ... ... | ૦ | ૩ | ૦ |
| | ,, | શાક, આદું, કોથમીર તથા મેથી. | ૦ | ૨ | ૪ |
| | ,, | વાડકી એક પીતળની આણી તેના | ૦ | ૫ | ૦ |
| | ૨ | લખણ કરવાને જવાઈના બરૂ... | ૦ | ૧ | ૦ |
| | ,, | ગાંયજાને વરસુનના ગયા વરસના. | ૩ | ૦ | ૦ |
| | ,, | તમાકુ તથા પાન ... ... ... | ૦ | ૪ | ૩ |
| | ,, | શાક ... ... ... ... ... | ૦ | ૦ | ૨ |
| | ૩ | દહીં શેર બે ... ... ... ... | ૦ | ૧ | ૩ |
| | ,, | સોપારી શેર પાંચ ... ... ... | ૦ | ૧૫ | ૦ |
| | ,, | ચુનીલાલની પાઘડી રંગાવી તેના. | ૧ | ૪ | ૦ |
| | ,, | શાક, ધાણા, મરી વગેરે મસાલો. | ૦ | ૨ | ૬ |
| | ૪ | ઘરમાં પહેરવાના સાલ્લા બે. ... | ૨ | ૧૨ | ૦ |
| | ,, | ચુનીભાઈના તથા તેના બાપનાં અંગરખાં સારૂ જગન્નાથીનું થાન એક ... ... ... | ૮ | ૦ | ૦ |
| | ,, | દૂધ, શાક, પાન ... ... ... | ૦ | ૧ | ૭ |
| | ૭ | ચોખા મણ ાા ... ... ... | ૧ | ૦ | ૦ |
| | ,, | દીવેલ શેર દશ ... ... ... | ૧ | ૮ | ૦ |
| | ,, | શાક, પાન ને મસાલો ... ... | ૦ | ૦ | ૧૦ |
| | ,, | ચુનીભાઈની સ્કૂલનો પગાર ... | ૦ | ૮ | ૦ |
| | ,, | કંકુ તથા સૂખડ ... ... ... | ૦ | ૨ | ૦ |
| | ૮ | સાબુ દેશી ... ... ... ... | ૦ | ૧ | ૦ |
| | ,, | કમળા બેનને સારૂ ઓઢણી ... | ૦ | ૧૧ | ૦ |
| | ,, | ,, ,, ,, બીજી ચોપડી. | ૦ | ૩ | ૦ |
| | | | ૨૧ | ૫ | ૧૧ |

| જમા. | તારીખ. | આસો સંવત ૧૯૩૪. નવેમ્બર સને ૧૮૭૭. | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|---|
| ૮-૧૦-૧ પા- | ૮ | ઘઉં મણ એક... ... ... ... | ૨ | ૦ | ૦ |
| છલે પાને | ૯ | બાજરી મણ બે ... ... ... | ૨ | ૦ | ૦ |
| બાકી રહે- | ,, | શાક, પાન ... ... ... ... | ૦ | ૦ | ૯ |
| લી શીલક. | ,, | એળચી, લવીંગ ... ... ... | ૦ | ૩ | ૦ |
| ૫૦-૦-૦ ગયા | ૧૦ | શા. મુળજી મકનજીની દુકાને | | | |
| સાલનો | | ભર્યા... ... ... ... ... | ૨૫ | ૦ | ૦ |
| પગાર. | ,, | વાસણને કલાઈ કરામણી... ... | ૦ | ૬ | ૩ |
| | ,, | પાણી કાઢવાને દોરડું કાથાનું ... | ૦ | ૧ | ૬ |
| | ,, | સુડીને જડ નવી કરાવી તેની ... | ૦ | ૦ | ૩ |
| | ,, | આંધળા ભીખારીને દાન... ... | ૦ | ૦ | ૧ |
| | ,, | કોળું શેર એક ... ... ... | ૦ | ૦ | ૨ |

BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.